# રૂપકુમાર



રજનીકાન્ત અંબાલાલ શાહ.

માધવ

કિંમત

રૂ. ૧-૦-૦

રૂપકુમાર

કિંમત

રૂ. ૧-૮-૦

રજનીકાન્ત શાહના

રૂપેરી પ્રભાતના

પ્રકાશનો મેળવવા

માટે લખો

•

મુખ્ય વિક્રેતા

રાજેન્દ્ર ગાંધી.

મણીનગર.

•

[ ૨ ]

જયન્તકુમાર શેઠ

[illegible]

[ ૩ ]

'નટરાજન પ્રકાશન

૪૮, મહેતા ભુવન,

પરબારી સોસાયટી,

મણીનગર.

અમદાવાદ, ૮.

# રૂપકુમાર






શ્રી. રજનીકાન્ત શાહ

**ક્રમશઃ**

●

+ રૂપકુમાર.
+ અદ્દ્ભૂત ચિમન.
+ શ્રવણ અને રાધા.
+ દિલીપ દીવાનો.
+ અદાલતમાં.
+ 'શેર બજાર.'
+ દોઝક વિ. સ્વર્ગ.
+ નરેશચંદ્ર
+ જગદિશ અને તુષાર.
+ હિમાંશું.
+ દિમાગની તસ્વીર.
+ મેડમ કયુરી.
+ મોટર.
+ બલિદાન.
+ પૈસા વગરની ગરીબી.
+ ઘોર અંધકાર.
+ શેઠ હસ્યા.
+ રૂપ.
+ અય દિલરૂબા.



પ્રત ૧૨૦૦

સંવત ૨૦૦૪

: પ્રકાશક :

ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા.

પીરમશારોડ, અમદાવાદ.



કિંમત રૂા. ૧-૮-૦

મુદ્રક

મણિલાલ છગનલાલ શાહ.

ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,

ઘીકાંટા રોડ – અમદાવાદ.

## પ્રસ્તાવના

હવે રૂપકુમાર પ્રસિદ્ધ થાય છે. તેની સાથે ક્રમશઃ વાર્તાઓ; શબ્દ ચિત્રો વિગેરે છે. જુદા જુદા સમયે લખેલ મારૂં આ સાહિત્ય છે.

સાહિત્યમાં સાહસ કરવું. સાહિત્યનો વ્યાપાર એ પ્રકાશકને મૂંઝવે તેમ હોય છે.

મારાં પ્રકાશનો એક પછી એક 'નટરાજન પ્રકાશન' તરફથી પ્રસિદ્ધ થતાં રહેશે. હું માનું છું કે મારાં વાંચકો મને જરૂર પ્રોત્સાહન આપશે.

નવલકથા કરતાં ટૂંકી વાર્તાઓમાં ખૂબ જ ઓછા સમયની જરૂર હોય છે—લખવા માટે. ટૂંકી વાર્તાઓમાં કલામય તત્વ સાચવવા મેં પ્રયત્નો કર્યાં છે. માનવી માત્ર ભૂલોને પાત્ર છે. વિવેચકો મને યોગ્ય સુચનો કરશે તો હું જરૂર ખૂબ રાજી થઈશ.

વાંચકો—મારા પ્રકાશનોના, વાંચકોના અભિપ્રાયો હું હંમેશાં મેળવું છું. મારા વાંચકો તરફથી મને તેમના અભિપ્રાયો મળશે જ તેમાં કોઈ શંકા નથી.

મણીનગર.
અમદાવાદ
૧૯મી ઓગષ્ટ '૪૮.

**રજનીકાન્ત અં. શાહ.**

## શ્રી રજનીકાન્ત અં. શાહના
## પ્રસિદ્ધ પુસ્તકો

●

| | |
|---|---|
| શ્રીનીલા | ૨–૦–૦ |
| હું એક ડૉકટર | ૧–૪–૦ |
| સંસ્કાર મૂલ્યો | ૦–૬–૦ |
| ગૌતમ | ૩–૦–૦ |
| માધ્વ | ૧–૦–૦ |
| રૂપકુમાર | ૧–૮–૦ |



હવે પછીથી

●

કચકડાની પટ્ટી

ને

થોડાંક લેખો

●

ભારતની તાકાત

અને

હિંદની સંસ્કૃતિ

[ ૪૨ની ક્રાન્તિ કથા ]

●

આકાશ ગંગા

( નવલકથા )

[ છપાય છે ]

## અપ્રસિદ્ધ પુસ્તકો

●

( નવલકથાઓ )

૧ 'પૂર્ણા તપસ્વિની.'

૨ વીનુ–સુનંદા.

૩ પરિમલ.

૪ પ્રેમ અને પૂર્ણિમા.

[ ટૂંકી વાર્તાઓ ]

૫ બાલાનું સંગિત

અને

બીજી વાતો

૬ સમર [ એક સળંગ વાર્તા ]

[ છપાય છે ]

૭ ચિંતન અને સામાજિક લેખો.

[ ૪૦૦–૪૦૦ પાનાના બે સંગ્રહો ]

૮ સાસુ અને વહુ.

[ શબ્દ ચિત્રોનો સંગ્રહ. ]

૯ યંત્રનો માલિક

[ યંત્ર–નિબંધ ]

૧૦ શૃંગાર

[ ૩૦૦ પાનાનું કાવ્ય ]

૧૧ ફિલ્મ–જગત

[ ૧૦૦ પાનાનું પ્રકાશન ]

# રૂપકુમાર [૧]

**વહીલો** લાકડે માકડું વળગાડે છે, અને તેના પરિણામે યુવક અને યુવતીને સહન કરવું પડે છે. આવું અનેક સ્થળોએ છે, અને તેના માટે જવાબદાર છે આપણું આજનું સમાજ બંધારણ.

મારૂં નામ રૂપકુમાર. મીનાક્ષિ નામની ખૂબ રૂપાળી; અતિ સંસ્કારી અને બુદ્ધિશાળી એવી એક નર્સના પ્રેમમાં હું પડયો હતો. મીનાક્ષિને હું ચાહતો હતો. મીનાક્ષિમાં મેં જણાવ્યા તેવા ગુણો છે એટલા માટે નહિ–પણ મીનાક્ષિ મને–રૂપકુમારને સંપૂર્ણ રીતે સમજી શકતી હતી માટે. અમારો મેળાપ થયો હતો એક હોસ્પીટલમાં અને અમે પ્રેમમાં પડયા હતા પ્રથમ દષ્ટિએ.

હું એને એના દાક્તરી જીવન વિષે ખાસ કાંઈ પૂછતો નહિ. એની મેળે જ તે મને તેના આ અંગત જીવનની ઘણીઘણી બાબતો જણાવતી. મારા જીવનમાં મને એના વગર હવે ચાલે તેમ નહોતું. દિવસે દિવસે વધુને વધુ પરિચયમાં આવ્યા પછી મારા સબંધો સમાજમાં તો અતિ ચર્ચાસ્પદ બની ગયા હતા.

મેં લગ્ન કરેલા હતા. અને મીનાક્ષિ તે જાણતી હતી. છતાં મીનાક્ષિને રૂપકુમાર માટે પ્રેમ હતો. રૂપકુમારના લગ્નનું દર્દ મીનાક્ષિ સમજી શકતી હતી. લગ્ન જીવનમાં રૂપકુમારને કોઈજ સુખ નથી એ મીનાક્ષિ સમજી શકતી હતી. ઊર્મિથી છલાછલ ભરેલી મીનાક્ષિને

રૂપકુમાર માટે સહાનુભૂતિ; અને સહાનુભૂતિમાંથી પ્રેમ પ્રગટ થયો હતો. આજ તો બન્ને એમ જ ઇચ્છતા હતા કે બન્ને પતિ-પત્ની બને.

છૂટાછેડાનો કાયદો અમલમાં આવી ગયો હતો. છૂટાછેડા લેવાનું રૂપકુમારને મન હતું. પણ ઘણી વખત તે પીછેહઠ કરતો હતો. તેની પત્નીમાં શું નહોતું તેનો તે વિચાર કરતો ત્યારે આવું જણાતું.

'એનામાં રૂપ નથી. સ્વચ્છતાપૂર્વક કેવી રીતે જીવવું તે તેને આવડતું નથી. તેને વાંચતા લખતાં આવડતું હતું, પણ આજ તે તે બધુંય ભૂલી ગઈ છે. તે ગામડાની એક ગમાર ઔરત કરતાંય તેને ગમાર લાગતી હતી. રૂપકુમારની પત્ની શહેરના કુટુંબની જ હતી. એની પત્નીનું નામ ગૌરી હતું. ગૌરીનું આજ સુધીનું જીવન શહેરમાં જ વ્યતિત થયેલું હતું.'

'અને રૂપકુમારનું દિલ ઘણીય વખત આમ કહેતું. હું ગૌરીને મીનાક્ષિ જેવી ન બનાવી શકું ! બિલ્કુલ અશક્ય.' રૂપકુમારને આમ તરત જવાબ મળતો.

મીનાક્ષિએ રૂપકુમાર ઉપર જાદુ કર્યો હતો એમ પણ નહોતું. મીનાક્ષિને રૂપકુમાર ઉપર સાચે સાચ પ્રેમ હતો જ.

દ્વિ પત્નીનો કાયદો આવ્યા પછીથી મીનાક્ષિ પણ ખૂબ વિચારમાં રહેતી હતી; પણ તેને એની કશાયની પરવા નહોતી. તેના અંતરમાં તો રૂપકુમારને માટે જ્વલંત પ્રેમ હતો. રૂપ માટેનો તેનો સ્નેહ ન સમજી શકાય તેટલી હદ કરતાંય વિશેષ સુક્ષ્મ; ઉન્નત અને ઉત્તમ હતો. અને એવી જ લાગણી રૂપકુમારને મીનાક્ષિ માટે હતી.

'મારૂં જીવન આવું બની ગયું તેના માટે કોણ જવાબદાર?'

'તમે.'

'કેવી રીતે?'

'લગ્ન વખતના તમારા ભાવિ વિચારો એ એક કલ્પના જેવાં જ હતા. તમને તેનું આજ ભાન થાય છે કે ગૌરી મને કેમ નથી ગમતી! અને તમે લગ્ન કરેલા ત્યારે તો તમારી ઉમર વીશ વર્ષની હતી. આજ તમારૂં દિલ પૂકારે છે તેવી મીનાક્ષિ તમને મળી ગઈ છે અને મીનાક્ષિ પણ રૂપકુમાર માટે નથી વિચાર્યા કરતી?'

'બરાબર છે મીનું.' રૂપકુમાર કહેતો.

'મીનાક્ષિ મને ન મળી હોત તો મેં આપઘાત જ કર્યો જ હોત.'

'ગૌરીથી રૂપકુમારને એટલું બધું દુઃખ છે ખરૂં?'

'ના.' મીનાક્ષિના પ્રશ્નને રૂપ જવાબ આપે છે.

રૂપ આગળ કહે છે. 'ગૌરીને લીધે નહિ. બીજા એવા અનેક પ્રત્યાઘાતો સાથે હું મારા જીવનમાં જ્યારે સંપૂર્ણપણે બેદરકાર બની ગયો હતો ત્યારે મને મીનાક્ષિ મળી હતી. અને મીનાક્ષિના લીધે જ મારૂં જીવન હું આજ આવી રીતે જીવી રહેલ છું.

મીનાક્ષિ રૂપકુમારના સામું જોઈ રહી છે.

*

ગૌરીની જોડે આમ તો જીવન પનારે પડયું હતું, એટલે કંઈ વાતો કર્યા વગર, બોલ્યા વગર કે ન છૂટકાની પણ રસમસ્તી કર્યા વગર ચાલે તેમ ન હતું.

હું–રૂપકુમાર અને ગૌરી બેઠા હતાં.

'મારામાં રૂપ નથી, હું ભણેલી નથી, અને એટલે હું તમને નથી ગમતી એ હું જાણું છું.'

'મેં તો હજાર વખત એ વાત તને કહી છે. પણ તારી સાથે લગ્ન કરેલાં એટલે શું થાય? હર ઘડીયે રણમેદાનમાં આપણે ઉતરવું પડે એ તો તનેય પસંદ નથી.'

'પણ તમે મને ભણાવો તો હું ભણું. બીજું શું થાય ?'

'હા. એ બરાબર છે. પણ તને ભણાવવાનો મને સમય નથી.' રૂપકુમારે ગૌરીને આમ કહ્યું.

અને ગૌરીની આંખમાં ક્યારેક ક્યારેક ઘેર મળવા આવતી મીનાક્ષિ દેખાઈ.

'તમે મને દુ:ખ તો દેતા નથી. પણ તમને ઘણીય વખત ચિંતાતુર અને દુ:ખી દેખી મનેય દુ:ખ થાય છે. તમે એવી ચિંતા કરવાનું મૂકી દો તો ?' ગૌરીએ આમ કહ્યું.

મેં ઉત્તર આપ્યો. 'એ વાત સાચી ગૌરી. મને દુ:ખી દેખી તને દુ:ખ થાય છે એટલે તો તારા તરફ મને પ્રેમ છે.'–રૂપકુમાર આમ કહે છે.

આ ઉત્તર સાથે ગૌરીનું મુખ સ્હેજ છોભીલું પડી ગયું હતું. એના મનમાં જાણે એમ થતું હતું કે 'મારા સ્વામીને મારા માટે પૂરતો પ્રેમ તો નથી જ.'

—એના દિલ પર આ વખતેય જાણે મીનાક્ષિ ઘા કરતી હોય તેમ લાગતું હતું. એને ઘણીય વખત કહેવાનું દિલ થઈ આવતું કે તમે મીનાક્ષિ સાથે બોલવાનું બંધ કરી દો. પણ ગૌરી તેમ કહી શકતી નહોતી; કારણ કે મીનાક્ષિ પણ તેને ક્યારેક ગમતી હતી. અને વળી રૂપને પણ તે ગમતી તો હતી જ ને.

—છતાંય ગૌરીને ઘણીય વખત મીનાક્ષિથી ખૂબ દુ:ખ થતું હતું. એક વખત મીનાક્ષિએ ગૌરીને કહેલું કે 'તારૂં સ્થાન તો મારે લાયક છે.' ત્યારે ગૌરીનું દિલ ધડકી ઉઠ્યું હતું. એ સડક બની ગઈ હતી.

એ ગૌરી રૂપકુમારની સાથે વાતો કરે છે.

'હું તમારાથી છૂટી થઈ જાઉં તો ?'

'અને પછી તું શું કરીશ ?' રૂપ એના પ્રશ્નને પણ આવો પ્રશ્ન કરે છે.

'ગમે તેમ, તમે તો સુખી થશો.' ખૂબ ઘાયલ દીલે ગૌરી આ પ્રમાણે જવાબ આપે છે !

'અભણ ગૌરી પારકા ઘરનાં વૈતરાં કરી ખાય તે મારાથી જોયું પણ ન જાય.'

'તો આપઘાત કરીશ.' રૂપને ગૌરી તરત જ આવો જવાબ આપે છે.

'સાતે જન્મ તું મારે પનારે પડે, અને સાતે જન્મ તારે આપઘાત કરવો પડે, એવું તો હું ન જ ઇચ્છું !' હસતાં હસતાં રૂપકુમારે આમ કહ્યું.

'તો તમે મીનાક્ષિ સાથે ન બોલો તો......' ધડકતે પણ અક્કડ અવાજે આજ તો ગૌરીએ આમ કહી દીધું.

અને પછી મારો રોષ. આપણી વાતમાં તારે મીનાક્ષિનું નામ પણ ન ઉચ્ચારવું. એના વાંકડીયા વાળ, એનું ઘાટીલું મુખડું, ઊર્મિભરી એની વાત; અને જેના આંખથી માંડી ઓઠમાંય અને શબ્દના ઉચ્ચારમાં પણ, પ્રેમ છે, એની મારી મીનાક્ષિનું નામ પણ લીધું છે તો......ગૌરી તું ન હોત તો, અને તું છે ય તો પણ મીનાક્ષિ તો મારી જ છે.'

ખલાસ !

ગૌરીએ એના મુખડે બે હાથ દબાવી દીધા; અને એ ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગી.

અને રૂપકુમારે ત્યાંથી ઘરમાં ચાલતી પકડી.

*

મારા અને મીનાક્ષિના એક સામાન્ય મિત્રના લગ્નમાં હું અને ગૌરી જઇ રહ્યા હતા. મીનાક્ષિ બારોબાર ત્યાં આવનાર હતી.

ગૌરી એનો સાજ સજતી હતી.

ગૌરીને ઘરેણાં પહેરતી જોઈ મેં પૂછ્યું, 'ગૌરી, ઘરેણાં પહેરવાનો શો અર્થ?'

'ઘરેણાં છે તો કેમ ન પહેરવાં? મારા બાપે મને કરાવી આપેલ છે ને...'

ગૌરી આમ બોલતી હતી. મેં કહી દીધું. 'તારા બાપુએ તને લગ્નમાં ઘરેણાં આપ્યાં, એના કરતાં તને શિક્ષણ આપ્યું હોત તો મને બહુ ગમત.'

'તમારે જેમ બોલવું હોય તેમ બોલો. તમે ના પાડો તો, કહો તો ઘરેણાં હું ના પહેરૂં.' ગૌરીએ રૂપકુમારને આવો જવાબ આપ્યો.

'એમ નહિ. દેશ કેટલો ગરીબ છે? ઘરેણાં પહેરીને ફરવામાં કયો આનંદ જણાય છે તે મને સમજાતું નથી. તું ઘરેણાં રાખી મૂક. તું ઘરેણાં ન પહેર એમ હું ખૂબ ઇચ્છું છું.'

'કેમ? અને પછી મારી બા મને કહે કે ઘરેણાં કેમ નથી પહેર્યાં, કયાં મૂકી આવી? તો મારે એમ જવાબ આપવો કે એમણે ના પાડી એટલે ઘેર રાખી મૂકેલાં છે.'

'તો પહેર પહેરવાં હોય તો.' કચવાતાં મને રૂપકુમારે આવો જવાબ આપી દીધો. રૂપકુમારની આંખમાં, આ વખતે પૈસાના અભાવે શિક્ષણ નહિ પ્રાપ્ત કરી શકતાં એવાં હજારો, પૂરતું અન્ન પ્રાપ્ત નહિ કરતાં એવા લાખો, અને અર્ધ વસ્ત્રે જીવન ગાળતાં એવાં કંઈક ગરીબો, નજરમાં આવી ગયાં.

અને એના દિલમાં એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થયો.

'એ બધાય ઘરેણાં એની પાસે હોત તો એણે એ બધાનું ધર્મદાન કર્યું હોત ખરૂં ?'

'ના.' રૂપકુમારનો અંતરઆત્મા તો આમ કહે છે !

—તો ગૌરીને આમ કહેવાનો અર્થ શો ?

ગૌરીએ પૂરતું શિક્ષણ પ્રાપ્ત નહોતું કર્યું એટલા માટે જ ને ?

ગૌરી અને રૂપકુમાર મિત્રના લગ્નમાં જવા ઉપડયા.

ગૌરીનો ઠાઠ માતો નહોતો.

રેશમી સાડી અને ઘરેણાના ઝમકારો.

ગૌરીનું આ સમયનું રૂપ રૂપકુમારની નજરે તો અતિ સુંદર નહોતું જ.

—અને રૂપકુમારે સ્વચ્છ શ્વેત પોષાક ધારણ કર્યો હતો.

શહેરમાં આ અતિ–મોંઘવારીમાં પણ આ લગનની મોસમમાં બે હજાર લગ્નો થયાં હતાં. તેમાં જમણવારો પણ થયાં હતાં. એને અમે મિત્રના ઘર સુધી પહોંચ્યા ત્યાં સુધીમાં તો અમને કેટલાંય વાજનવાળાઓ—અને બેન્ડવાળાઓ ફિલ્મનાં કઢંગા ગીતો ગાતાં ગાતાં સામાં મળ્યાં.

છેવટે અમે મિત્રના આલેશાન મકાન આગળ આવી પહોચ્યા. લગ્નના બ્હાને સારો એવો ખર્ચ કરી મારા મિત્રે આખું મકાન હિટલરશાહી મોંઘવારીમાં પણ સારા ખર્ચે રંગાવેલું હતું. નહિતર પછી લગ્નનો લ્હાવો લીધો શે ગણાય ?

અહીં મીનાક્ષિના દર્શન થયાં.

એનો તો હરહંમેશનો ભવ્ય, સ્વચ્છ અને સંપૂર્ણ સુંદરતા આપે તેવો પોષાક એના ભરાવદાર શરિરને શોભા આપી રહ્યો

હતો. વધારામાં એના માથા અંબોડાની આસપાસ મોગરા અને ગુલાબના તાજા ફુલોની સુવાસ વાતાવરણમાં વ્યક્તિત્વ આપતાં હતાં—સુગંધ આપતાં હતાં; અને એના વાંકડીયા વાળ ?

એના સામું જોતાંની સાથે જ હું હસી પડયો.

અને મીનાક્ષિ મારી નજીક આવી.

ગૌરીની આંખો ચાર થઈ.

મીનાક્ષિએ ગૌરીનો ઠઠારો જોયો. તેણે જરાયે અણગમો બતાવ્યો નહોતો. મીનાક્ષિની નજર મારા તરફ હતી, એ મને જાણે પૂછતી હતી કે 'હું કેવી લાગું છું ?'

કેટલું બધું અનીતિમય ?

મારે એક પત્ની છે. અને એનું નામ ગૌરી છે. સમાજ મારી અને મીનાક્ષિના સંબંધ માટે શું શું વાતો કરે છે એની તો અમને બન્નેને જાણ હતી; અને મારે તો એની ખાસ ચિંતા પણ નહોતી !

કોઈ કહેતું.

'બિચારી ગૌરી !'

'બિચારો રૂપકુમાર.'

'રૂપકુમાર અને મીનાક્ષિ—એ જોડી કેટલી સુંદર લાગે છે !'

સમાજ, સમાજનું બંધારણ અને સમાજની વ્યક્તિનું માનસ બધુંય વિચિત્ર; અવ્યવસ્થિત, આદર્શોની કોઈ પ્રકારની વિચાર સરણી ધરાવતું પણ નથી. સમાજની વાતો બહુ જ વિચિત્ર અને ભયંકર છે. પ્રેમ લગ્નને ઉત્તેજન આપતો સમાજ, આંતરજ્ઞાતિય, આંતર પ્રાંતિય લગ્નનોને આદર્શમાં ગણાવતાં સમાજના આગેવાનો, એવાં લગ્ન પછીથી ભવિષ્યની પ્રજા અંગેના કંઈ જાતના ખ્યાલો ધરાવતાં

હોય છે તેની તો નોંધ લેવા જેવી છે. એ ગમે તેમ હો—સમાજની ટૂંકી ટૂંકી જ્ઞતિઓના, જ્ઞાતિના અનેક એકડાઓના—આગેવાનો સંપૂર્ણ ટૂંકી નજરનાં હોય છે. આદર્શો કે લાંબી દૃષ્ટિ જેવું તેઓમાં કાંઈ જ હોતું નથી.

હું, મીનાક્ષિ અને ગૌરી લગ્ન મંડપ તરફ જવા લાગ્યા.

મીનાક્ષિ મને પૂછતી હતી.

'તમે કહેતાં હતાં ને કે હું ઘરેણા નહિ પહેરવા દઉં.'

'તે એણે પહેર્યાં, હું શું કરૂં.' રૂપે મીનાક્ષિને આમ જવાબ આપ્યો.

ગૌરીએ આ સાંભળ્યું હતું.

ગૌરીએ પૂછ્યું.

'ઘરેણાંની શોભાનો જમાનો ખરેખર ચાલ્યો જ ગયો છે?'

'એવું નથી.' મીનાક્ષિએ તરત જ જવાબ આપ્યો.

'ત્યારે?' ગૌરીએ તરત જ આગળ પ્રશ્ન કર્યો.

મીનાક્ષિએ કાંઈ જ જવાબ ન આપ્યો. એણે ફક્ત રૂપ તરફ જોયું.

રૂપ કંઈક વિચાર કરતો હતો.

એ શું વિચાર કરતો હશે તે સ્પષ્ટ સમજાય તેમ હતું.

રૂપકુમારના મુખ પર જોતાંની સાથે જ મીનાક્ષિ એ સમજી ગઈ હતી.

ગૌરીને પણ કંઈક આછો ખ્યાલ આવતો હતો.

આ બધાં ભપકા, આ બધી ભવ્યતા, આ બધા ખર્ચા, કયા કયા અને કેટલાં કેટલાં સદ્‌ગૃહસ્થોને માટે?

કંઈ જ સમજાતું નહોતું.

આ રૂપકુમારનું માનસ.

રૂપકુમાર, ગરીબ રૂપકુમાર ઉપર એવા કોઈ પ્રત્યાઘાત નહોતા, રૂપકુમારની રાષ્ટ્ર ભાવના આટલી બધી સતેજ હતી એટલે પણ આમ હતું એમ પણ નહોતું.

એક તરફ ગૌરી, અને એક તરફ મીનાક્ષિ.

અને આમ દિલ—ભંગ રૂપકુમાર કંઈક વિચાર કરે છે!

મારે લાયક કોણ ?

મીનાક્ષિ ?

—કે ગૌરી ?

*

હોસ્પીટલમાં હું મીનાક્ષિને મળવા ગયો હતો.

—કારણ કે મીનાક્ષિની યાદ તો હરહંમેશ મને આવતી.

મીનાક્ષિ વગર મને જરીયે ચેન પડે તેમ નહોતું.

મીનાક્ષિ બેઠી હતી.

ટેબલ ઉપર એક હાથે માથું ટેકવી તે કંઈક વાંચતી હતી.

'કેમ મીનાક્ષિ શું ચાલે છે?' મેં જતાંની સાથે પૂછ્યું.

'આવો રૂપકુમાર.' મીનાક્ષિએ તરત જ મને આમ કહ્યું.

'મીનાક્ષિ, તમારી પાસે આજ હું આ તમારી હોસ્પીટલ અંગે કંઈક સાંભળવા ઇચ્છું છું.'

'શું જાણવું છે?' મને એની પાસેની ખુરશીમાં બેસવાનો ઈશારો કરતાં મીનાક્ષિએ આવો પ્રશ્ન કર્યો.

'લાગવગ વગર હોસ્પીટલમાં ગરીબો દાખલ નથી થઈ શકતા એ વાત સાચી છે?'

'આ હૉસ્પીટલમાં એવું બહુ જ ઓછું છે. બીજી હૉસ્પીટલોમાં અધેય લાગવગ વગર સારી સારવાર પણ થઈ શક્તી નથી. લાગવગની તો હરેક જગ્યાએ જરૂર હોય છે જ ને?' મીનાક્ષિએ આમ કહ્યું.

'યુદ્ધ દરમ્યાનમાં તમને વિલાયતી દવાઓ પૂરતા પ્રમાણમાં ન મળી શકી; તેથી તમારે બધાંને ઘણું સહન કરવું પડયું, નહિ?'

'એમાં તમે નવા તે વળી કયો પ્રશ્ન કર્યો. એ સમયની હાડમારીઓમાં વિલાયતી દવા વગર અર્ધ ઉપરાંત દર્દીઓ સારા થઈ શકતા નહોતા!'

'ખૂબ કરી.'

હું આટલું જ બોલ્યો હોઈશ. હું આવ્યો ત્યારથી મીનાક્ષિ મારા મુખ તરફ જોતી હતી. હું આજ બરાબર; મારાં હમેંશના વ્યકિતત્વમાં નહોતો એમ તો મનેય અત્યારે લાગ્યા કરતું હતું. અત્યારે મારામાં કંઈક ખામી છે એમ મને લાગતું હતું.

'દિલમાં કઈ દર્દ છે?' એણે મને આમ સચોટ પ્રશ્ન કર્યો.

'દર્દ? દર્દ કાંઈ જ નથી.' મેં આવો પ્રત્યુત્તર આપ્યો.

'તમે સાચું નથી બોલતા.' મીનાક્ષિએ ઉચ્ચાર્યું.

'કેમ?' રૂપકુમારે પ્રશ્ન કર્યો.

'દુનિયામાં તમે એકલા દુઃખી નથી. તમારાં કરતાંય વિશેષ દુઃખી સમાજમાં ઘણાય છે. ગરીબોના દુઃખની તો કોઈ વાત નથી. અને તમે બેચેન બન્યા છો. ઘેર તમારી દાળ તો આજ નથી બગડીને?'

'એમ જ માની લોને. દાળમાં ખૂબ મીઠું પડયું હતું એમ કહે દિલમાં મીઠાસ નથી વધતી. દિવસે દિવસે ગૌરી તો મારાથી અલગ જ બનતી જાય છે.

'પણ તમે—આપણે બન્ને શી રીતે લગ્ન કરી શકવાના છીએ?' મીનાક્ષિએ મનમાં હસતાં હસતાં રૂપકુમારને કહ્યું.

'ગૌરી છૂટાછેડા ન લેવા દે છતાંય તમે છૂટાછેડા મેળવો તો જ આપણા લગ્ન શક્ય છે.'

'હું તે સમજુ છું.' મીનાક્ષિને રૂપકુમારે કહ્યું.

દાકતર આવ્યા.

મીનાક્ષિ ઊભી થઈ.

હું એકલો પડ્યો.

હું વિચારતો હતો.

'આજ દિલમાં હરહંમેંશની માફક દર્દ છે અને એથી કાંઈ સૂઝતું નથી ગૌરી! ગૌરી મને કેમ નથી ગમતી? ગૌરીમાં છે શું? હું મિનાક્ષિ સાથે બોલવાનું જ બંધ કરી દઉં તો; મીનાક્ષિના સામૂં પણ ન જોઉં તો; ગૌરી મને ગમે ખરી?-ગમે.જરૂર ગમે. કેમ ન ગમે? પણ ના. ના. ના. મને મીનાક્ષિ વગર તો લગારે; સ્હેજે ન ગમે? મીનાક્ષિ ન હોય તો હું જીવી શકું કે કેમ એ જ એક શંકા છે. પણ હું ગૌરીને વફાદાર નથી; નહિ? ગૌરીને વફાદાર? કેવી ભયંકર વાત. લગ્નના દિવસથી—મને ગૌરી ગમતી જ નથી. તો મારે શું? છૂટાછેડા?-છૂટા છેડા? કેવી રીતે—ના. ગૌરીને હું દુઃખી કરવા માંગતો નથી અને મારે મીનાક્ષિ જોઈએ છે.'

'મીનાક્ષિ! મીનાક્ષિમાં એવું શું છે કે મીનાક્ષિની કલ્પના કર્યા વગર, મીનાક્ષિ વગર ચાલતું નથી? મીનાક્ષિમાં રૂપ છે. અને મીનાક્ષિ મને સમજી શકે છે. ગૌરીમાં,-ગૌરી ગમાર છે.'

રૂપકુમાર પોતાની મેળે કલ્પના કરે છે. પોતાની જાતે પોતાના પ્રશ્નોના ઉત્તર મેળવી લે છે.

અને રૂપકુમારને શું કરવું એ કાંઈ સૂઝતું નથી.

એની જીંદગી આમને આમ આગળ ચાલે છે.

અને ગૌરીની હાજરીમાં રૂપકુમાર કંઈક જુદુ જ વિચારતો હોય છે.

લગભગ આવું જ.

'ગૌરીને હું મીનાક્ષિ કેમ ન બનાવી શકું? ગૌરીનું જીવન હું વિશેષ સુધારી કેમ ન શકું? ગૌરીનું જીવન મારે સુધારવાનું, મારે આદર્શ બનાવવાનું. અને ગૌરી? સુધરે કે ન સુધરે તે એક કોયડો! મારે મારા જીવન માટે શું કરવાનું? મારા ધ્યેય શાં? જીવનને સુખી કરવાનું સૌ કોઈનું ધ્યેય હોય છે તેમ; મને મારૂં જીવન સુખી કરવાની ઇચ્છા છે અને એ ખાતરના મારા આદર્શ; અને કર્તવ્યો કેટલાં? ગૌરી! પણ મીનાક્ષિ? એ તો મારી સાથે રાખી શકું તેમ નથી, સરકારી કાયદો છે.–તો?–બન્નેના માર્ગમાંથી હું ખસી જાઉં!'

કંઇક વિચિત્ર એવો, આખરે રૂપકુમાર આવો નિર્ણય કરતો.

*

ગૌરીને પણ ખબર નહોતી.

મીનાક્ષિને પણ ખબર નહોતી.

રૂપકુમાર ક્યાંક ચાલ્યો ગયો હતો.

પંદર–વીશ દિવસ ચાલ્યા. મીનાક્ષિ અને ગૌરીના સગાવહાલાં બન્નેયે વર્તમાનપત્રમાં છબી સહિત, જાહેર ખબર આપી હતી, કાંઈ કહેતાં ક્યાંય રૂપકુમારનો પત્તો નહોતો.

અજાયબ જેવી વાત!

ગૌરી ખૂબ રૂદન કરતી.

મીનાક્ષિને કાંઈ ચેન પડતું નહોતું. હોસ્પીટલમાં તે એક ચિત્તથી કાંઇ કામ કરી શકતી નહોતી. પંદર દિવસમાં બન્નેયના સાતશેર વજન ઘટી ગયાં હશે !

વર્તમાનપત્રમાં જાહેર ખબર આપવામાં આવી કે, ' રૂપકુમાર પોતે કયાં છે તે નહિ જણાવે તો મીનાક્ષિ આમરણાંત ઉપવાસ ઉપર ઉતરે છે ! '

—અને ગૌરી તો એના મા–બાપને ત્યાં ગામડે પહોંચી ગઈ હતી.

મીનાક્ષિને કોઇ પત્ર ન મળ્યો.

દિવસે દિવસે મીનાક્ષિની તબિયત લથડવા લાગી.

દશ પંદર દિવસ થયા.

ડૉકટર સહિત, સૌ મીનાક્ષિને ખૂબ સમજાવતાં હતાં.

મીનાક્ષિ એકની બે ન થઈ.

મીનાક્ષિએ પોતાનો વિચાર ન ફેરવ્યો. એના દિલમાં એના મનમાં–એ રૂપકુમારમાં તનમય–તલ્લીન બની ગઈ હતી.

એકવીશ દિવસ થયા.

મીનાક્ષિની તબિયત ખૂબ ખરાબ થઇ ગઈ હતી.

પચીશ દિવસ થયા.

રૂપકુમાર કયાં છે;......? રૂપકુમારનો કોઇ પત્તો નહોતો.

—અને મીનાક્ષિના આત્માએ દેહ ત્યાગ કર્યો ! !

ગૌરીની તો કાંઇ જ ખબર નથી.

કદાચ રોઇ રોઇને એની આંખો લાલઘુમ બની ગઇ હશે.

ગમે તેમ હો.

ગૌરીએ પણ રૂપકુમારની પાછળ દેહ ત્યાગ કર્યો હોય તો પણ રૂપકુમારને શું ! એથી કોણ સુખી બન્યું ?

—રૂપકુમાર દૂર દૂર–પોતાના રહેઠાણથી સાતસો માઇલ દૂરના એવા એક મ્હોટા શહેરમાં બે દિવસમાં જ ચાલ્યો ગયો હતો. એ શહેરનું છાપું એને ક્યાંય વાંચવાં મળ્યું નહોતું. એ શહેરનું છાપું આ વિશાળ હિંદના આ શહેરમાં આવતું પણ નહોતું. રૂપકુમારને ગૌરીની કે મીનાક્ષિના આત્માની કશાયની કાંઇ જ ખબર નહોતી !

કેવો ભયંકર રૂપકુમાર !

આ મોટા શહેરમાં આવ્યા પછી રૂપકુમાર સેવાભાવી બની ગયો હતો !

રસ્તામાં ભીખ માગતા ભિખારીઓ; ગંદી ઓરડીઓમાં રહેતો ગરીબ વર્ગ અને ચીંથરેહાલ પ્રજાને માટેનો એ એક અદનો સેવક બની ગયો હતો !

શહેરની મહાસભા–કોંગ્રેસ સમિતિમાં તે રોજ જતો હતો.

પોતાની આમદાની માટેની એણે સો રૂપિયાની એક નોકરી આ પરદેશમાં; એક વિમા કંપનીમાં શોધી કાઢી હતી.

જે કાંઇ બચતું હતું, તેમાંથી તે મજુરો માટે છાપાં, ચોપાનીયા, પુસ્તકો વિગેરે લઈ જતો હતો. ગરીબ વર્ગમાં વાંચનથી તે ક્રાન્તિ લાવવા ધારતો હતો.

રૂપકુમાર સાવ બદલાઇ ગયો હતો.

એને મીનાક્ષિ યાદ નહોતી આવતી–કે મીનાક્ષિને કહીએ કે એ ભૂલી ગયો હતો.

ગૌરીને પણ તે ભાગ્યે જ યાદ કરતો હશે.

રૂપકુમારનું જીવન ગરીબોનું જીવન બની ગયું હતું.

ગરીબોની આવી અવદશા–હિંદની પ્રજાની આ હાલત જોઇને એના દિલમાં બ્રિટીશરો સામે વૈરનો અગ્નિ પ્રગટ્યો હતો. અખંડ

હિંદમાં–સમસ્ત હિંદભરમાં આજ આ હાલત હતી તેમ તેણે ઘણું વાંચ્યા–અને ફર્યા પછી જાણી લીધું હતું.

એના દિલમાં એક બીજી પણ માન્યતા હતી.

બ્રિટીશરોની સાથે સાથે હિંદના કરોડપતિઓ–સબ શ્રીમંતો; નફાખોરો–શાહીવાદીઓ–નાઝીવાદીઓથી પણ વિશેશ ખરાબ; એવાં એ બધાં તરફ એના દિલમાં ભયંકર તિરસ્કાર પ્રગટ્યો હતો.

હિંદની આ દશા લાવનાર સૌની શોધ કરી તેઓને ફાંસીની સજા આપવી જોઇએ, એવા પ્રજાવાદમાં એનો મત હતો.

આવી ગરીબાઇ; આવું સમાજ બંધારણ; આવું અર્થશાસ્ત્ર; પ્રજાની આ હાલત; હિંદમાં દુકાળ પડે અને લાખોની સંખ્યામાં માનવીઓ સ્વર્ગ ભણી પ્રયાણ કરે–કોના પાપે? કોના કારણે? શા માટે? કોના, કેવાં; અને કયા કારણના યુદ્ધથી હિંદના આ હાલત?

રૂપકુમાર ખરેખર બદલાઇ ગયો હતો!

શહેરની મહાસભા સમિતિમાં એ જતો ત્યારે એની વાતો સાંભળવા જેવી હતી.

'ખાદી શા માટે?'

'મહાસભા સમિતિ શહેરની કઈ કઈ સેવાઓ કરે છે?'

'સફેદ ટોપીધારીઓમાં કેટલાં શાહી મૂડીવાદીઓ શ્રીમંતો છે? કેટલાં કેવળ પોતાના સ્વાર્થને ખાતર અહીં આવે છે? કેટલાં થોડાક જ, બે ચાર વર્ષોમાં પાંચ દશ લાખના આશામીઓ બની ગયા છે? કેવી રીતે તેઓએ આટલાં બધાં રૂપિયા ભેગાં કર્યા છે? પ્રજા–ગરીબોના શોષણમાં તેઓ કેટલા ટકાથી ભાગીદાર છે? મહાસભામાં રહેલા આવા સફેદ ટોપી મૂડીવાદીઓ પોતાની મીલો પોતાના ગુમાસ્તાઓ, પોતાના કારીગરો, પોતાના નોકરોનું કોણ કહે છે શોષણ નથી કરતા!'

ભયંકર!

રૂપકુમાર ખૂબ ભયંકર છે.

એ મહાસભાના બંધારણ સામે અવાજ ઉઠાવે છે?

'ઉદ્યોગનાદને સૌ નેતાઓ આગળ કરી રહ્યા છે ત્યારે આ ખાદી; ગરીબોની ખાદી પહેરી ઉદ્યોગપતિઓ પ્રજાને શું આપવા માંગે છે? છેલ્લા થોડા વર્ષોમાં કરોડો રૂપિયાના માલિક બની બેઠેલા કાળાબજારીઆઓ; ભયંકર નફાખોરીયાઓ; જે લોકોએ જ મોંઘવારીની ભિષણતામાં પ્રજાને કચડતી જ રાખી હતી—એ સૌ, અંગ્રેજોની વિદાય વેળાએ, નવા ઉદ્યોગો સહિત, હિંદમાં નવું અર્થ શાસ્ત્ર, અંગ્રેજો પશ્ચિમની પ્રજાના સહકારે સ્થાપિત કરી રહ્યા છે. ત્યારે હિંદની આવતી કાલ કેવી છે?'

અને રૂપકુમાર પોતેજ એનો વિચાર કરે છે.

'ભાગલા. આંતર વિગ્રહ. દેશી રાજ્ય. અને હવે એક નવી લડત. ખૂબ ભયંકર એક એવી નવી લડત. જેમાંથી દેશને એક નવું હીર મળવાનું છે.! —અને ત્યારે દેશની હાલત શી હશે તે તો એક સ્પષ્ટ જણાય છે.

'આ કેવી લોકશાહી?'

રૂપકુમાર. વિચિત્ર નહિ તો!

પોતાનું એ વિચારી શકતો નથી. પોતાની એ કલ્પના કહી શક્તો નથી. મીનાક્ષિ અને ગૌરી; એની ધર્મપત્નિ ગૌરીની એને યાદ પણ આવતી નથી; એવો વિશ્વાસઘાતી રૂપકુમાર અજબ એવું માનસિક પૂતરૂં—આમ કલ્પનાઓ કરે જાય છે; કેવળ ક્રાન્તિની. કેવળ સમાજના નવા બંધારણ માટેની. કેવળ હિંદના; સમાજના; સૌના સુખ માટેની!

અને આ શહેરમાં ગૌરીના કો'ક સગા રૂપકુમારને ભટકાઈ જાય છે !

'રૂપકુમાર' એમના મુખમાંથી આનંદ–આશ્ચર્ય મિશ્રિત અવાજ નીકળી પડ્યો.

'તમે અહીં...' ખમચાતો ખચકાતો રૂપકુમાર અટક્યો.

'હા. અહીં મારો વેપાર રોજગાર, તમે નથી જાણતા ?'

'કેટલા સમયથી ?' રૂપકુમારને ખબર નહિ હોય. ભુલી ગયો હશે, કે કંઇ જાણતો જ નહિ હોય, તેણે પૂછ્યું.

'એ તો ઠીક. ગૌરીને મૂકીને આમ અહીં રખડવાનું ? ગૌરીની હાલત–એનું પંદર શેર વજન ઘટી ગયું છે. તારું આખો દિવસ એ ભજન કર્યા કરે છે, અને તું......'

'હું અહીં સુખી છું. ગરીબોની વચમાં ગરીબાઈનું જીવન મને ખૂબ ગમે છે. હું ગૌરીને...ગૌરી સુખે રહે. સુખી બને, મારૂં જીવન કાંઈ જ ઇચ્છતું નથી.'

ગૌરીના સસરા મારફતે અહીં ખબર આવી હશે.

'કોણ ગરીબ ? કયા ગરીબની સેવા ?' તેમણે પૂછ્યું.

'અહીં હું એક ખાદીધારી બન્યો છું ! મહાસભા સમિતિમાં રોજ હાજરી આપું છું. અને પેલા ગરીબોની ગંદી ઝુંપડીઓમાં; મોટા મોટા શ્રીમંતોની પોતાના કારીગરો, ગરીબો માટેની ગંદી ચાલોમાં, કાગળ, માટી, અને ફાટચાં તૂટયાં લૂગડાં અને મેલી તૂટેલી ગોદડીઓમાંથી બનાવેલી–અને મ્યુનીસીપાલિટી પણ જ્યાં ધ્યાન ન આપે તેવાં પાણીના ગંદા ખાબોચિયાં–એ મેલેરિયા અને બીજા રોગ પેદા કરે એવા વિસ્તારમાં મ્હારૂં રહેઠાણ છે. મારી છે આ હાલત ! અને મને આવી સમાજ સેવા કરવી ગમે છે પણ ખરી !'

વાહ વાહ ! તેઓ હસ્યા.

રૂપકુમારે કહ્યું. ' તમે પત્ર લખો તો લખજો-પૂછાવજો, કે મીનાક્ષિની શી હાલત છે? કોઈને કાંઈ ખબર ન હોય તો; ગૌરીને કહેજો; ગૌરી મારફતે મને જણાવશો. '

બન્ને છૂટા પડ્યા......

*

ગૌરી આ ગામમાં આવી પહોંચી.

રૂપકુમારને મળી.

ગૌરીની સીકલ બદલાઈ ગઈ હતી.

રૂપકુમારની આંખમાં આંસુ આવી ગયા. ગૌરીએ તે લૂંછ્યા.

રૂપકુમારે ગૌરીને મીનાક્ષિની ખબર પૂછી.

' શું જવાબ આપવો ? ' રૂપકુમારની આંખોમાં આ ગમાર ગૌરી જોઈ રહી હતી. ગૌરીની આંખોમાંથી રૂપકુમારની આંખો કંઈક સમજવા કોશિષ કરી રહી હતી.

અને પ્રથમવાર જ મીનાક્ષિ માટે; ગૌરીની આંખમાં આંસુ આવ્યાં અને તે રૂપકુમારે જોયાં.

' મીનાક્ષિ કુશળ છે ? ' રૂપકુમારે સીધો પ્રશ્ન કર્યો.

ગૌરી મૂઢ બની ગઈ. ગૌરી ચૂપ બની ગઈ. શું જવાબ આપવો એ ગૌરીને સૂઝતું નહિ હોય ?

' મીનાક્ષિ કુશળ છે ? ' બ્યગ્ર રૂપે બીજો પ્રશ્ન કર્યો. પણ આ પ્રશ્નમાં ગૌરી ઉત્તર નહોતી આપતી તેથી રોષ તો નહોતો જ.

ગૌરી નીચું જોઈ રહી હતી. પોતાની સુકલકડી કાયા રૂપકુમારને બતાવી કહેતી હોય કે ' મીનાક્ષિની પણ આવી દશા-'

અને રૂપકુમાર ભાનમાં હોય તેમ આગળ પ્રશ્ન કરે છે.

'મીનાક્ષિએ આપઘાત કર્યો છે?'

ગૌરીએ ઉંચુ જોયું. રૂપકુમારની દયા યાચતી હોય તેમ રૂપકુમારના મુખ તરફ તે જોઈ રહી.

ગૌરી કંઇક શાંત બની. રૂપકુમારે પૂછ્યું: 'મને સાચે સાચું કહે, મીનાક્ષિનું શું થયું?'

રૂપકુમાર અટકે છે. '–પણ શા માટે? મારે કયાં કોઈની જરૂર હતી. મારે કયાં અત્યારે કોઈની જરૂર છે?'

'છાપામાં જાહેર ખબર–જાહેરખબરો આપી હતી. મીનાક્ષિએ આમરણાંત અપવાસ આદર્યા હતા.'

'–અને મીનાક્ષિના આત્માએ બીજો દેહ ધારણ કર્યો, એમને?'

ગૌરીએ ડોકું હલાવતાં હા કહી.

રૂપનું દિલ એકદમ શાંત બની ગયું.

*

રૂપ માંદગીના બિછાને છે.

ગૌરી એની સારવાર કરે છે.

પોતાના ગંદા વાસમાં ફરવાને ખાતર રૂપની આ હાલત થઇ છે; એમ સમજતાં ગરીબો હરરોજ રૂપની પાસે આવે છે. રૂપ માટે મોસંબીઓ, દુધના કટોરાઓ તેઓ ભરી લાવે છે.

રૂપ એ સૌનો આભાર માનતો જાય છે. અને એ ગરીબ વર્ગને એ સ્પષ્ટ જણાવે છે કે તમે મારા માટે ફળફળાદી, મોસંબી, કે દુધ કશુંય ન લાવશો. મારી માંદગીમાં એટલા પૈસા ખર્ચી શકું તેટલો શ્રીમંત તો હું છું જ.'

પણ ગરીબો માનતા નથી.

ગરીબો કહે છે. 'ખાલી હાથે ખબર કાઢવા આવવાનું અમે

શિખ્યા નથી. અમારી ગરીબાઈમાં એવો રિવાજ છે કે કોઈ કારીગર, કોઈ ગરીબ માંદગીના બિછાને હોય તો એમ કરવું. આમની વાત અલગ છે. અમારા જેવા ગરીબોની વચમાં રહીને આપે ગરીબાઈ જ સ્વીકારી છે ને?!'

'વાહ.' રૂપકુમાર હસે છે.

રૂપકુમાર ગૌરી સામું જુવે છે.

દિવસે દિવસે રૂપકુમારની તબિયત બગડતી જ જાય છે.

ગૌરી ખંતથી સેવા કરે છે.

રૂપના દિલમાં ગમે તેમ હોય; પણ રૂપનું શરીર; ચિંતા, વિયોગ, પ્રેમ, ચાહે તે કહો– મીનાક્ષિ નથી માટે કહો, ગમે તેમ કહો, પણ રૂપકુમારની તબિયત દિવસે દિવસે વધારેને વધારે લથડતી જાય છે. હરરોજ રોજને રોજ.

ગરીબો દાક્તરોને બોલાવી લાવે છે. વૈદો બોલાવી લાવે છે. હકિમોને બોલાવી લાવે છે.

રૂપકુમારની હાલત દિવસે ને દિવસે વધારે ખરાબ થતી ચાલે છે.

રૂપકુમાર સ્વપ્ન નિરખે છે.

'ગરીબોનો બેલી ઇશ્વર પણ નથી. નૂતન હિંદમાં મૂડીવાદીઓ ઉપર સરકાર અંકુશ લાવશે એટલે ગરીબોની હાલત સૂધરી જ જશે એમ કહેવું એ એક આદર્શ જરૂર છે. એને વાસ્તવિક રૂપ આપનારાઓ ગરીબોને જરૂર સુખી બનાવી શકશે. ગરીબોનું જીવન ધોરણ જરૂર ઉંચુ લાવી શકશે. અને દુઃખીયાઓ સુખી હશે ત્યારે મારો આત્મા કેટલો સુખી હશે?

'—ગમે તેમ હો. મારી મીનાક્ષિને મળવા જવાની હું ઉતાવળ ન કરૂં તો પણ મારો આત્મા જાણે ત્યાં પહોંચી ગયો હોય તેમ લાગે છે! કેટલું અદ્દભૂત! મીનાક્ષિ! હું ગૌરીને મૂકીને આવું છું.'

'પણ પછી ગૌરીનું શું થશે ?'

'ગમે તેમ થાય. જિંદગીના મને અવનવા એવા અનેક અનુભવો થઈ ગયા. જીવીને હવે મારે શું કામ છે ? ગરીબોને માટે જીવું ? પણ હું હવે જીવી શકું કે કેમ એની જ હવે શંકા છે ત્યાં હવે હું શું કરી શકું ?'

''ના. ના. જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તો હું ચોક્કસ જીવી જઈશ એવી આશા કેમ ન રાખું ? એવી શ્રદ્ધા નહિ રાખવાનું ખાસ કારણ પણ શું છે ? બિચારી ગૌરી ? મારી કેટલી બધી સારવાર કરે છે ! એના પૂર્વના પૂન્યે, એના જીવનને ખાતર પણ હું જીવી જઈશ !'

'વિચિત્ર નહિ તો !'

રૂપકુમાર પોતાની જાતે જ આમ આવું વિચાર્યા કરે છે.

'—પણ શા માટે–શા માટે–મીનાક્ષિએ અનશન કરીને મારે ખાતર આત્મહત્યા; પ્રેમને માટે આત્મભોગ આપ્યો ? જરૂર. જરૂર હું સ્વર્ગમાં મીનાક્ષિને મળવા જઈશ !'

દિવસે દિવસે રૂપકુમારની તબિયત વિશેષ લથડી રહી છે.

રૂપ અવશાન પામે છે.

રૂપની ભવ્ય શ્મશાન યાત્રા થઇ–આ પરદેશમાં પણ.

ગરીબોની સેવા કરી માટે ગરીબોમાં રૂપ જીવંત છે.

ગરીબોના હૃદયમાં રૂપ જીવંત છે.

રૂપની જીવન–સૌરભ જીવંત છે.

અને ગૌરી ?

ગૌરીએ ઝેરનું કટોરું પી લીધું હતું.

રૂપકુમાર; મીનાક્ષિ અને ગૌરી સ્વર્ગમાં મળ્યા હશે, અને જરૂર આનંદ કરતાં હશે.

# અદ્‌ભૂત ચીમન [ ૨ ]

વિચિત્રતાને કોઈ હદ નથી.

ચીમનની એવી દશા થઈ હતી.

પચિશ વર્ષનો ચીમન વિચારતો હતો.

'મીલની આ કારકુની ! બે મીલો બદલવી પડી, પાંચ વર્ષથી નોકરી કરીએ છીએ ત્યારે બે મીલો બદલી માટે પગારમાં પહેલાં અને આ છેલ્લા વર્ષ દરમ્યાનમાં એક રૂપિયાની ખાદ્દ આવે છે ! મેટ્રીક પાસ થયો ! ત્રીશ રૂપિયાના ભારે પગારથી મેં મીલમાં નોકરી મેળવેલી. પાંચ વર્ષના મીલ લાઇનિના સંપૂર્ણ અનુભવ પછી આજે હું અઠ્ઠાવીશ રૂપિયા મેળવી રહ્યો છું ! ઓછી દુઃખદ્દ કહાણી છે ? અને શેઠ સાહેબ ઉપરથી કહે છે—તમને મોંઘવારી મળે છેને ! મોંઘવારી આપવામાં .પણ શેઠ સાહેબ દયાદાન કરે છે એમ માનવું રહ્યું.'

શેઠ; અને હું ચીમન, નોકર, કારકુન.

—આર્થિક રીતે સમાજ ઉપર કોઈ જાતની વ્યવસ્થા નથી. નફાખોર શ્રીમંતોની નીતિ શોષણખોરી સિવાય કાંઈ નથી. એમની પ્રગતિનો માર્ગ એટલે મધ્યમ વર્ગ અને ગરીબોને કેમ વધુ શોષવા.

ચીમન જ્યારે નોકરીમાં દાખલ થયો ત્યારે તેના કુટુંબમાં ત્રણ જ માણસો હતા. આજે પાંચ જણા છે. ચીમન કેવી રીતેં કુટુંબનું પુરૂં કરે છે, એ ચીમન કહે ત્યારે,–' એ તો હું જ જાણું છું !'

ખરી વાત છે. બીચારો ચીમન. એણે છેલ્લા, આ કારમી મોંઘવારીમાં ચોકખું ઘી જોયું પણ નહોતું તો ખાધું ક્યારે હશે ? કો'ક દિવસ એને દૂધ પીવા મળતું તો એ કહેતો, ' આજે મેં દૂધ પીધું છે ! '—જાણે કે મોટો વાઘ માર્યો !

ચીમન વિચારે.—મારી આ દશા માટે ? કેવી રીતે ?

ચીમનની આંખમાં વૈરનો અગ્નિ હતો.

શોષણખોર મૂડીવાદીઓ માટે.

બેપરવા; અણસમજુ કેવળ નફાની દૃષ્ટિ ધ્યાનમાં રાખતાં શ્રીમંતો માટે.

આર્થિક એવી સમાજની અર્થ—વ્યવસ્થા સામે.

દેશની કેવળ શાહિવાદી સરકારની સામે.

—પૂરતાં પોષણના અભાવે ચીમનના ઘરમાં એક પછી એક વ્યક્તિઓ માંદગીના બિછાને ચીમન પર દવા દારૂનું દેવું ઝિકતી હતી !

ચીમન લાઈલાજ હતો.

દેવું. અને દેવાંની ચિંતા. ચીમનને કાંઈ સૂઝતું નહોતું.

ઘરગથ્થુ દવાઓમાં ચીમન હારેં ત્યારે દાક્તર વૈદ્યો પાસે જતો. તેમાંય તે સસ્તો વૈદ્ય, અને સસ્તો દાક્તર શોધતો. રસ્તામાં સસ્તો દાક્તર પણ તેને આઠ દિવસમાં ઇંજેકશન સહિત પંદર રૂપિયાથી ઓછું બીલ ન જ આપે !

ચીમનને આ વખતે થઈ જતું કે: ' દાક્તરોનું પણ રાષ્ટ્રિયકરણ થવું જોઈએ ! '

—અને દાક્તરોના રાષ્ટ્રિયકરણની યોજના પણ એ વિચારી નાખતો.

—મીલ ઉદ્યોગના રાષ્ટ્રિયકરણની યોજનાની સાથે સાથે.

બિચારો ચીમન.

એને માટે તો મોત જ યોગ્ય છે, નહિ ?

ચીમન જેવાં તો દેશમાં ઘણુંય—લાખો દુઃખીયાઓ આજ છે. ચીમનથી વિશેષ મૃત્યુ તરફ દોડી રહેલાં તો ચીમન જેવાં કરતાં ય ઘણાં કુટુંબોના કુટુંબો છે.

—પણ એમાં બિચારો ચીમન શું કરે ?

'હું આત્મઘાત કરૂં.'

—પણ ના. ચીમનને દેવ પર આસ્તા હતી. અને સમયની આવી છેલ્લી પરાકાષ્ટાના સમયે દેશ જરૂર એક નવી ક્રાન્તિમાંથી પસાર થઈ પોતાને સુખી કરશે એવી કુદરત પર—ઇશ્વર પર તેને પૂર્ણ શ્રદ્ધા હતી.

*

ધારાસભાઓમાં નવી નવી દરખાસ્તોથી, ઠરાવો દ્વારા અને એમ નવા નવા કાયદાઓ આવ્યા.

શ્રીમંતો ધુવાંપુવાં થતા હતા. શ્રીમંતો બૂમો પાડતા હતા કે, 'આપણી ચૂંટેલી પ્રજાકીય સરકાર પ્રજાના ગેરલાભમાં—અમને સહકાર નથી આપતી !'—જાણે કે શ્રીમંત એટલે જ પ્રજા !

શોષણખોર, નફાખોર, મૂડીવાદી, સૌના ઉપર એ કાયદાની અસર આવે તેમ હતી. પાંચ વર્ષ સુધી હિંદના કોઈ પણ માનવીની માસિક આવક રૂપિયા બે હજારથી વિશેષ ન હોય તેવો ધારો બહાર પડયો હતો !

કરોડપતિઓ ચીસાચીસ કરત હતા.

બાર મહિને બાર લાખની કમાણી કરનારાઓ હવે કંઈક નવી તરકિબો કરવાનું વિચારતા હતા.

બાર મહિને લાખ રૂપીયા કમાનારા તો લાખો શ્રીમંતો હતા. તેઓ વાતો કરતા હતા. 'આપણી આવક ઉપર આવા અંકુશો લાવી; ગામડાંઓના ઉદ્ધાર કરવા હશે તો સરકારથી થઈ રહ્યા !' —જાણે કે પોતે સરકારના શત્રુઓ બની જવાના હોય તેમ.

નવી નવી યોજનાઓ બહાર પડી. રાષ્ટ્રની સરકારને શ્રદ્ધા હતી કે પાંચ જ વર્ષમાં દેશની સીકલ બદલાઈ જવાની છે.

અને એ વાતમાં અસત્ય જેવું પણ જાહેર પ્રજાને કાંઈજ દેખાતું નહોતું !

ચીમન કલ્પનાઓ કરતો હતો. 'હવે હું ખૂબ સુખી થઈશ.'

—પણ શી રીતે ?

માતા, બે બહેનો, બે નાના ભાઈ—અને પોતે. અને પોતે લગ્ન કરશે પછી કુલ છ જણ...અને પછી ?!

જ્યારે ચીમનની આવક તો હજુ સવા ઘણી જ નવા કાયદાઓથી બનેલી હતી.

અને જ્ઞાતિના ધારાધોરણ અનુસાર બહેનોના લગ્ન; ભાઈઓ માટેનું ભણતર—જાણે ફી તો મળી રહેશે પણ—શું કરવું ?

અને ચીમન માથે રૂપિયા હજારનું દેવું તો હજુ હતું જ.

ચીમન વિચારતો હતો.

'ચીમનનો ક્યારે ઉદ્ધાર થશે ?'

'રાષ્ટ્રનો ક્યારે ઉદ્ધાર થશે ?'

—આખાય દેશનું જીવન ધોરણ આવું હશે ?

ના.

ચીમન શહેરમાં રહે છે, માટે ચીમનનું જીવન ધોરણ આવું છે.

ચીમનને ઘણા કહે. 'ચીમન, તારા ઘરમાં તું રેંટિયાની શરૂઆત કર.'

ત્યારે ચીમનને મશ્કરી જેવું દેખાતું હતું.

હવે ચીમનને કલ્પના આવે છે; એ વાત ખરી હતી.

એક શ્રીમંતે ચીમનને સૂચવ્યું.

'તારા ઘરના બધાયને નોકરી અપાવી દે.'

'ક્યાં? કેવી?' આબરૂવાળા ચીમને આવાં પ્રશ્નો કર્યા!

'મારાં કારખાનામાં!'

'કેટલી આવક વધશે?'

'બધાં કામ કરશે તો આજ તારી જેટલી આવક છે તેટલી જ બીજી આવક વધશે. અને હું તારી પાસે બસો રૂપિયા માગું છું. તે જલ્દી પૂરાં પણ થઈ જશે!'

'ઉત્તમ.' ક્રાન્તિકારી ચીમને કંઈક કલ્પના કરી લીધી.

*

મહા મૂશીબતે ચીમને બધાંને સમજાવ્યા.

સૌ ચીમનની માફક ધીમે ધીમે સ્વમાની અને સ્વતંત્ર બનતા હતા.

ચીમનની આબરૂ વધી હતી.

ચીમન પાસે પૈસા આવ્યા એટલે જ ને?!

—અને ખૂદ ચીમનનો રૂઆબ પણ બદલાઈ ગયો હતો.

એ 'મોટર.' લાવવાના સ્વપ્ના સેવતો હતો.

વાહ ચીમન વાહ!!

દુ:ખથી ઘડાયેલી તારી કલ્પનાઓ પણ અદ્દભૂત બની ગઈ છે.



## શ્રવણ અને રાધા [ ૩ ]

**એ** શ્રવણની આ વાત નથી. જે શ્રવણે માતા પિતાની ઉત્તમ સેવા કરી હતી.

આ શ્રવણ એક જુગારી શ્રવણ છે. ચાહ–બીડી અને હોટલનો ખૂબ શોખિન છે. એ નોકરી કરે છે. માતા પિતાને કે ભાઈ બહેનોને એ જરાય મદદગાર નથા થતો. એની માસિક સર્વ આવક તે જુગાર અને એના હોટલ અડ્ડાઓમાં ખલાસ કરે છે. રાતના એક વાગે; કયારેક અઢી વાગે અગર કેટલીય રાતો તે કયાં પડી રહેતો તેની પણ માતા પિતાને ખૂબ ખબર નહોતી.

'કંઈ વાંધો નહિ. આપણું તકદીર એવું! એક છોકરાએ જન્મ ન્હોતો લીધો એમ માનીશું!' માતા પિતા ઉચ્ચારે છે.

અને કયારેક કયારેક જુગારના અડ્ડાઓમાંથી બસો પાંચસોની ધાપ મારી આવે ત્યારે માતા પિતા કહેતા, 'બહેનના લગ્નમાં ચાલશે; ભાઈનો ભણતરમાં ચાલશે. પણ દિકરા તું જુગાર મૂકી દે તો સારૂં.'

દિકરો કહે: 'માતા, તું એમાં કાંઈ સમજે નહિ. અને પિતાજી? તમારે તો પૈસાની જરૂર છે ને?'

'તું જુગાર ન ખેલે તેમ હું ખૂબ ઇચ્છું છું.' પિતા કહેતા

અને શ્રવણ જવાબ આપે, ' પડી ટેવ, પત્થર જેવી બની ગયેલ છે, પિતાજી.'

કેવો અદ્દભૂત શ્રવણ !

શ્રવણ ' દાદા ' તરિકે મશહૂર હતો. કોઈની તાકાત નહોતી કે એની સામે આંખ ઉચી કરી શકે. એના વાળના ઝુલફામાં કયારેક બ્રહ્મી—બ્રીલીયનટાઈન કે અમેરીકન શેમ્પુ; અને કયારેક વેસેલીન તો વળી સાવ કોળા અને ઓળ્યા વગરના એ શ્રવણને જોવાની પણ મઝા આવતી. જુગારમાં જીત પામેલ શ્રવણ હમેશા ખૂબ સાદો દેખાતો.

શ્રવણ બે ત્રણ મહેનાનો પગાર ગૂમાવે ત્યારે દોઢ બે મહિનાનો પગાર લાવે. આખી ન્યાતમાં શ્રવણ ખૂબ ' લફંગો નવજવાન ' ગણાતો. એનો વિવાહ પણ થયો નહોતો. શ્રવણને દિકરી દેતાં ન્યાતનું સૌ કોઈ કલ્પનાયે ચઢી જતું. જ્ઞાતીનું કોઈ મકાન શ્રવણનુ નામ સાંભળવા તૈયાર ન હતી.

' શ્રવણ તું લગ્ન કયારે કરીશ ? ' શ્રવણનો દિલોજાન સુધાંશું એને પ્રશ્ન કરે છે.

' લગ્નની જરૂર શી છે ? ' સુધાંશુંને શ્રવણ સામો પ્રશ્ન કરે છે.

આવો છે એ પરવા શ્રવણ.

વાંચનનો શ્રવણ કંઈક શોખિન પણ હતો. છાપામાંથી કયા દાદાની કયાંથી ધરપકડ; કોણે કોનું ખૂન; કયાં મોટર-કારનો અકસ્માત; કઈ ચાલમાં પડાણ અને ચાલી માલિકની ચક્કાગીરી; અને સોના ચાંદી તથા બંધ શેરબજાર ને મંદી તેજીનું એટલું એનું વાંચન તો ચોક્કસ હતું, કયારેક એના મિત્રોમાં એ કોઈને પૂછે, ' આ લોકસભા એટલે શું ? ' ' વડી ધારાસભાનું બજેટ એટલે શું ? ' ' દેશનું ય સરવૈયું વળી હોય ? ' સરદાર પટેલ આવે છે.' ' પંડિત નહેરૂનું ભાષણ ખૂબ સરસ છે. સાચું ? '

'અહિંસા, અહિંસા, અને આખા દેશમાં હિંસા છે.' 'ગાંધીજી બિહાર ગયા છે.'—શ્રવણનું આ છાપા અંગેનું જ્ઞાન. નવલકથાઓ અને ગુન્હેગારોની તથા શોધકોની વાતો વાંચવામાં પણ ક્યારેક તેને ખૂબ ગમ્મત આવતી.

'શ્રવણ, જીંદગી આમ ન જીવી શકાય.' શ્રવણને કોઈ પ્રિયતમા મળી.

'તું શું એમાં સમજે?' શ્રવણ પાંચ કે દશનું ફળફરીયું એ જુવાન વિધવાને આપતા પ્રશ્ન કરે.

આ વિધવાનું નામ રાધા હતું. જુગારી શ્રવણના અડ્ડાની નજીકમાં તે રહેતી હતી. શ્રવણની અને રાધાની આંખ કદી ય મળતી ન હતી. શ્રવણ એકવાર એક સિનેમા જોઈ આવ્યો. એ ફિલ્મનું કોઈ દર્દભર્યું સંગિત શ્રવણ એના સુરીલા ગળામાંથી એના મિત્રોને શ્રવણ કરાવતો હતો. અને રાધાએ એને જોયો. રાધાએ શ્રવણનો દર્દભર્યો અવાજ જોયો. રાધાને લાગ્યું કે શ્રવણના દિલમાં કંઈક છે. પોતે વિધવા છે એનું પોતાને ભાન હતું. પોતે લગ્ન કરી શકે એમ પણ તે માનતી હતી. પણ પ્રથમ વિચારે તો શ્રવણના દિલનો જ એને અનુભવ થયો હતો. પોતે વિધવા છે અને વિધવા માટેના સમાજ બંધનો; સમાજ કાર્યો અને વિધવાઓ એના જીવનમાં શું કરવું જોઈએ તે સર્વનું જ્ઞાન રાધાને હતું. રાધા પોતાના કૃષ્ણને ભૂલી બાઈ નહોતી.—પણ રાધાનું દિલ હવે કહે છે કે, શ્રવણ જુગાર ન રમે તો કેવું સારૂં.'

'રાધા, તને મારાં નામની ક્યાંથી ખબર પડેલી?' એક દિવસ શ્રવણ રાધાને પૂછી રહેલ છે.

'શ્રવણને એ જાણવાની ઇચ્છા શા માટે?' શ્રવણને રાધા પ્રશ્ન કરે છે.

'રાધાને જણાવવાની ઇચ્છા ન હોય તો શ્રવણ એ જાણવા પણ ઇચ્છતો નથી.' કેવો સ્વમાની જવાબ.

'પ્રથમ શ્રવણ ચા મૂકી દે. પછી બીડી. પછી ફિલ્મ અને પછી સટ્ટો અને જુગાર—અને શ્રવણમાં બીજી જેટલી બૂરી આદતો હોય તે સર્વ.'

'તો રાધા મારી બનશે?' શ્રવણ પૂછે છે.

'રાધા તો કૃષ્ણની હતી, ભલાં.' શ્રવણને રાધાનો આ જવાબ.

અને શ્રવણ અને રાધા ફરી મળે છે ત્યારે રાધા શ્રવણને કહે છે.

'બદનામ થવું હોય તો મારી સાથે વાત કરવી. હું વિધવા છું. જ્ઞાતિમાં તમારી ખ્યાતિ ખૂબ છે. હું પણ બદનામ થઉં છું. બદનામી ગમે છે? મારા કૃષ્ણને ય હું દગો દેવા તૈયાર નથી. શ્રવણને હું દુઃખી કરવા ઇચ્છતી નથી. હું તો શ્રવણની છું; પણ શ્રવણ સાચો શ્રવણ તો નથી જ.'

'રાધા, તું ખૂબ વિચિત્ર વિચિત્ર બોલે છે. મને કોઈની ય પરવા નથી તો મને રાધાની તો પરવા છે જ. મારી ચાલ સારી નથી, એમ તું ય કહે છે તે જરૂર હું માનું છું. હું મારી ચાલ સુધારવા પ્રયાસ કરીશ જ.'

'હું તો ભલા માટે કહું છું. શ્રવણને હું પિછાનું છું અને મારે શ્રવણ સાથે જ સબંધ છે ને?'

અને રાધા અને શ્રવણ ન જાણે કેવી ય મીઠી મીઠી વાતો કર્યા કરતા. રાધા અને શ્રવણ બન્ને તેઓની જ્ઞાતિમાં ખૂબ મશહૂર બની ગયાં હતાં. આસપાસ સૌની જીભમાં રાધા અને શ્રવણ બે જ નામ હતાં.

*

રાધા વિચારતી હતી.

'મને પુનઃ લગ્ન કરવાની છૂટ છે? મારા અંતરનો પોકાર કેવો છે? મારાં સ્વર્ગસ્થ પ્રાણને હજુ ભૂલી નથી. હું જિવું છું ત્યાં સુધી તો હું કદી ભૂલી શકીશ નહિ. પણ મારે શા માટે આમ દુઃખીત જીવન જીવવું?—વિધવાનું આ દુઃખીત જીવન સમાજ પાસે કોઈ લાચારી તો રજુ નથી કરતુ ને? વિધવાનો અવાજ કોઈ સાભળતું નથી. વિધવાને કોઈ ઓળખી શકતું નથી. વિધવાનું જીવન સુખી જ હોય છે, આ દુઃખીત સમાજ પાસે કોઈ લાચારી તો રજુ નથી કરતું ને? વિધવાનો અવાજ કોઈ સાંભળતું નથી. વિધવાને કોઈ ઓળખી શકતું નથી. એમ કહેનાર સર્વ સનાતનીઓ ભયંકર રીતે અસત્યવાદીઓ છે. વિધવા સંયમી છે. પવિત્ર છે. પણ એના દિલમાં—એના અંતરમાં વેદના છે. વિધવા પ્રેમ—મૂર્તિ છે. વિધવાએ લગ્ન કરવાની કોઈ જરૂર નથી. પણ મારે લગ્ન કરવાં છે. હું લગ્ન કરવા શા માટે તૈયાર થઈ છું, એની તો ન જાણે મનેય ખબર નથી.'

'રાધા બદ ચાલ છે. રાધા નફફટ છે. રાધા અને શ્રવણને ખરાબ સબંધ છે. રાધા અને શ્રવણનો બહિષ્કાર થવો જોઈએ.' સમાજનો આ અવાજ છે.

અને રાધા આગળ વિચારે છે.

'શ્રવણમાં મને શ્રદ્ધા છે. શ્રવણને મારામાં ખૂબ શ્રદ્ધા છે. દુનિયાની અમને પરવા નથી.—અને લગ્નમાં મારા અને શ્રવણના કુટુંબીઓની હાજરીની જરૂર છે!'

'લગ્ન?'

'વિધવા લગ્ન કરે એના જેવું બીજું આનંદજનક શું હોઈ શકે?'

'લગ્ન વગર જીવન કોઈથી જ ન જીવી શકાય તેમ નથી. પવિત્ર—વિચારોમાં ય; અને પ્રવૃત્તિમય જીવન ગાળવાથી લગ્ન વગર ચલાવી શકાય. વિચારો અને પ્રગતિના વેગ સહિત વધારે આદર્શ અને ઉત્તમ જીવન જીવવા માટે લગ્નની જરૂર માનવી જોઈએ. ખરી રીતે તો શ્રવણની કલ્પના કરવાની કે શ્રવણની સાથે લગ્ન કરવાની મારે જરૂર જ નથી. શ્રવણમાં કશું જ નથી છતાં શ્રવણ મને ગમે છે; અને દિલ જ્યારે એમ કહે કે શ્રવણને દિલબર બનાવે છે તો શ્રવણની સાથે લગ્ન જ કરી લેજે; તો એમાં શું ખોટું છે?'

'સ્ત્રી અને પુરૂષના સમાજમાં સ્ત્રી અને પુરૂષ એક બીજા માટે વિચાર્યા વગર રહી શકે જ નહિ. સંયમી એવી વિધવાનું જીવન ભગવાનનાં ભજનો, સતસંગમાં; શિક્ષણ કેન્દ્રમાં કે ઘર કામમાં વિતીત થતું હોય છે. એની નજરમાં સર્વ સ્થળે પુરૂષ અથડાય છે. પુરૂષના માટે એના દિલમાં તિરસ્કારની કોઈ ભાવના આવે સમયે પ્રગટ નથી થતી એમ નથી. વિધવાનું જીવન સમાજને ઉપયોગી નથી એમ પણ નથી.'

'—પણ હું તો જરૂર લગ્ન કરીશ. કૃષ્ણની યાદ—સ્વર્ગસ્થ પતિની યાદ દિલમાં દર્દ તો જરૂર પેદા કરે છે જ. પણ એ કહે છે–તું દુ:ખી ન થઈશ–એ પરવાનગી આપે છે કે–તું લગ્ન કરજે.'

'અને હું લગ્ન કરવા તૈયાર થઉં છું.'

'શ્રવણનું જીવન સુધારવા?'

'કેવું હસ્યજનક.'

*

—માતા પિતા તો વિધવા સાથે લગ્ન કરવાની ના કહે છે. એને તો રાધા સાથે જ લગ્ન કરવાં છે.—

શ્રવણ નિશ્ચય કરે છે.—બીડી મૂકી દીધી છે. ચા મૂકી દઈશ.

જુગાર મૂકી દઈશ. દિલથી નોકરી કરીશ. અને પછી કંઈક વેપાર કરીશ. રાધા કહેશે તેમ કરીશ પણ લગ્ન તો રાધા સાથે જ કરવાં છે.—

'માતા પિતાને થોડો વખત દુ:ખ થશે. પણ દિકરો એ માતા પિતાનો મટી જનાર નથી, અને અમે વર–વહુ એમના આશીર્વાદ મેળવી શકીશું—તેઓ તો કહે છે કે વિધવા સાથે લગ્ન કરીશ તો તારૂં મોં પણ અમે જોઈશું નહિ. તો મારે કરવું શું?'

હું રાધાને એ પૂછું.

'માતા પિતા લગ્ન કરવાની સાફ ના કહે છે.'

'મારી પણ એ જ હાલત છે.' રાધાએ જણાવ્યું.

'તો હવે શું કરીશું?' દુ:ખીત થતાં થતાં શ્રવણે પૂછ્યું.

'માતા–પિતાને તો દુ:ખીત કરીને તો લગ્ન નથી જ કરવાં.' રાધાએ મક્કમ સ્વરે જણાવ્યું.

'રાધા તું ખૂબ વિચિત્ર છે. શા માટે તેં મને તો પછી કહ્યું હતું કે હું શ્રવણ સાથે લગ્ન કરીશ.? મારા દિલની સાથે રમત ખેલીને મારી શી હાલત કરી નાખી છે તેનું તને કંઈ ભાન છે? તું મારી સાથે લગ્ન નહિ કરે તો હું મારૂં જીવન વધારે બેપરવા બનાવી મૂકીશ. એટલું પણ તને નથી સમજાતું?'

'સમજાય છે. કોઈને પણ દુ:ખ દેવા હું રાજી નથી. સમય આવે આપણે લગ્ન જરૂર કરીશું.' રાધાએ કહ્યું.

'તારા માતા પિતાએ તને શું કહ્યું?'

'લગ્ન કરવા અંગેની તેઓની ના નથી. શ્રવણની સાથે દિવસે દિવસે વધતો જતો સબંધ તેઓ જુએ છે, અને દિલમાં રિબાયા કરે છે. તેઓની એવી ઈચ્છા તો નથી જ કે હું શ્રવણની સાથે દિલની દોસ્તી બાંધું.'

શ્રવણે એક હાથે જાણે હૃદય બંધ પડી જતું હોય તેમ છાતીના દર્દને જકડી લીધું. એના મુખ ઉપર વેદના પર પડતા ઘાને પણ સહન કરવાની તાકાત છે એની ખાત્રી મળી ગઈ. શ્રવણ ફરી સ્વસ્થ બન્યો.

'શ્રવણ અને રાધા એક બનીને જ જીવશે.' તેણે પોતાનો નિર્ધાર જાહેર કર્યો.

'અને રાધા એમ નથી ઇચ્છતી એમ પણ નથી.' વિદ્યાવા રાધાએ આમ જણાવ્યું.

'માતા પિતાની અજાણ આપણે જિંદગીની સાથે ખેલ ખેલી રહ્યા છીયે. ઉમર લાયક એવા આપણે આપણા વિચારોમાં સ્વતંત્ર કેટલા પરતંત્ર છીએ; એ સ્પષ્ટ સમજાય તેવું છે. કોને આપણો સબંધ ગમે છે, અને કોને કોને આપણા તરફ નફરત છે, એ વિચારવા રહીશું, એમાં આપણે આપણું જીવન જ દર્દ ભર્યું બનાવી રહ્યા છીએ.'

'શ્રવણ, કોઈ પરવા નહિ.' રાધાએ કહ્યું. તે આગળ બોલી. 'આપણા સમાજનું એવું જ જીવન હોય છે. અને આપણું વાતા-વરણ આપણને જેમ કહે તેમ આપણે વર્તન રાખવું જોઈએ એમ પણ નથી. વિચારોના ઘડતર પ્રમાણે આપણો આત્મા જેમ પૂકારે તેમ આપણું વર્તન જરૂરી છે. અને શ્રવણ અને રાધા એથી લગ્ન કરશે તો દુનિયાને થોડી વાતો કરવાનું મળશે એથી વિશેષ બીજું કાંઈ નથી.'

'તો આપણે લગ્ન કરીશું?' શ્રવણે પૂછ્યું.

'જરૂર. આપણા વાતાવરણને આપણે સ્વચ્છ કરીશું અને પછી આપણે લગ્ન કરીશું.'

'એટલે માતા પિતાને સમજાવવાનું બાકી રહ્યું ?'

'જરૂર.' રાધાએ જવાબ આપ્યો.

જુગારી શ્રવણનું ચિત્ર આ વખતે જુગારના અડ્ડા ઉપર, પાના અને પૈસા તરફ હતું, એમ અસ્વસ્થ બનીને બેધ્યાન બનેલા શ્રવણના મૂખ પરથી જણાઈ આવ્યું. અને રાધાને તેની સમજ પડી ગઈ. રાધા કાંઈ જ બોલી નહિ.

'શ્રવણની સાથે બંધાયેલ આ સબંધ, હું શ્રવણને ન મલું તો શ્રવણની શી હાલત થાય ?'

રાધા શ્રવણથી જુદી પડે છે. બીજે દિવસે મળવાના વચન સહિત.

*

'શ્રવણ તારે વિષે મેં ખૂબ સાંભળ્યું છે. મારે ત્યાં નોકરીએ હું તને હવે એક પણ દિવસ પણ રાખી શકું તેમ નથી.'

એસિડ બનાવવાના એક કારખાનામાં, કે જ્યાં શ્રવણ નોકરી—કારકુની બજાવતો હતો; ત્રણ ચાર કારકુનોમાં એ 'રાજા' જેવો ગણાતો, એ કારખાનાના માલિકે શ્રવણને એના ટેબલ આગળ જ સંભળાવ્યું.'

શ્રવણ કાંઈ પ્રશ્ન કરે તે પહેલાં જ શેઠ સાહેબે જણાવી દીધું, 'હવે તો તું વિધવા સાથે લગ્ન કરવા માંગે છે, એવી મેં વાત સાંભળી. તું ગમે તેમ કર. તું જુગાર ખેલ—તું બદચાલ બની ગયો છે શ્રવણ હું તને હવે એક દિવસ પણ નહિ રાખી શકું.'

'પણ...'

'કંઈ જ સાંભળવું નથી. તારો પગાર તું પગારના દિવસે આવી લઈ જજે.'

ગંભીર અને કરૂણ શ્રવણ વધારે કરૂણ બન્યો.

—હું જુગાર નહિ ખેલું.

મારી ચાલ ચલગત હું સુધારીશ.

—રાધાની સાથે પ્રેમ કરવામાં મારો કાંઈ જ ગુન્હો નથી.

રાધા સાથે તો હું લગ્ન કરીશ જ. અને એક વિધવા સાથે હું સબંધ બાંધું તેથી એક સનાતની શેઠ મને નોકરીમાંથી બરતરફ કરશે તો પણ મને તેની જરાય પરવા નથી.

શ્રવણ ચાલી નીકળ્યો.

પિતાજીની લાગવગથી પાંચેક વર્ષ પહેલાં શ્રવણે આ એસિડના કારખાનામાં નોકરી પ્રાપ્ત કરી હતી.

'રાધાની વાત પિતાજીએ કરી હશે અને તેનું આ પરિણામ આવ્યું હશે.' શ્રવણ વિચારતો હતો.

—પણ રાધા તો કહે છે, સૌની હા અને પછી લગ્ન એ કદી શક્ય બનવાનું નથી. રાધા જ મારૂં જીવન કરૂણ બનાવી રહી છે. રાધામાં મને લગની લાગી છે. અને રાધા તો મારૂં જીવન બની ગઈ છે—એને હું ભૂલી શકું તેમ નથી જ. માતાપિતા આવી વાત કદી પણ માને તેમ નથી. રાધા સિવાય મારા દિલને કોઈ સમજે તેમ નથી. અને મારી વિશેષ કરૂણતાની રાધા પાસે જઈ ફરિયાદ કરીશ તો રાધા મને કાયર જ ગણશે ને?

'તો હું આત્મઘાત કરૂં?'

'ના.' જાણે રાધાનો જવાબ આવ્યો.

'હું રાધાને જઈને મળું.' શ્રવણે વિચાર્યું.

—અને શ્રવણ રાધાની પાસે આવ્યો.

'રાધા, મારી નોકરી ગઈ. પિતાજી પાસે હું જવા ઇચ્છતો

પણ નથી. પિતાજીને પહેલેથી જ મારા માટે વહાલ નહોતું; જરૂર હું મારી ટેવો સુધારીશ. પણ પિતાજીને હું તારી સાથે સબંધ રાખું એ નથી ગમતું; અને તેનું મને દુઃખ છે. હું સુધાંશુને મળીશ. તે મને થોડા નાણા તો ઉધાર આપશે જ. રાધા આપણે બન્ને લગ્ન કરીને જુદા રહીએ તો?' કંઈ કંઈ કલ્પનાઓ, અને વિચારો ગોઠવીને આવેલ શ્રવણે રાધાને કહ્યું.

'ના.' રાધાએ ઉચ્ચાર કર્યો.

'હેવું કરવાની પણ કોઈ જરૂર નથી.' રાધાએ આગળ કહ્યું—તેણે બોલવાનું ચાલુ રાખ્યું. 'મારી પાસે થોડા રૂપિયા છે. હું તે આપીશ. શ્રવણ એમાંથી મકાન રાખી શકશે—પણ શ્રવણની સાથે હું રહી તો નહિ જ શકું. મારે અને તમારે—આપણી બન્ને વચ્ચે એક શરત અને તે એ કે રૂપિયા આપું તેમાંથી જુગાર...'

'જુગાર રમવાનું મેં બંધ કર્યું છે. હું જુગાર નહિ રમું.'

'ચોક્કસ?'

'જરૂર.' શ્રવણે કહ્યું. '—પણ રાધાને ખાતર મેં આટલું સહન કર્યું, છતાં રાધા હજુ લગ્નની તું શા માટે ના કહે છે?'

'આપણે લગ્ન જરૂર કરી શકીશું.' રાધાએ શ્રવણને કહ્યું.

*

પ્રથમ આર્ય પદ્ધતિ અને પછી હિંદુ લગ્ન વિધિ અનુસાર શ્રવણ અને રાધાએ લગ્ન કર્યાં.

સમાજમાં હાહાકાર વર્તાઈ ગયો. બધાં કંઈ કંઈ વાતો કરવા લાગ્યા. રાધાની હિંમત ઉપર ઘણા ખુશ પણ થયા. શ્રવણનું ભાગ્ય બદલાઈ ગયું એમ પણ કેટલાંક કહેતા હતા! કેટલાંકે કહ્યું કે શ્રવણ હાથથી ગયો. એક વિધવાનું જીવન તેણે બરબાદ કરી નાખ્યું! શ્રવણ

ખૂબ નાલાયક છે, સમાજમાં એનો બહિષ્કાર થવો જોઈએ. કેટલાં કે બન્નેને અભિનંદન પણ આપ્યાં!

'છેવટે કૃષ્ણને ભૂલી ગઈ.' શ્રવણે કહ્યું.

'કૃષ્ણના અનેક સ્વરૂપ હતાં. કૃષ્ણને હું કદી ય ભૂલી શકું તેમ નથી. આપણો આત્મા એક છે; અને મારા કૃષ્ણ પણ કોઈ જુદા નહોતા. અમારો આત્મા એક હતો! જીંદગીને દુ:ખથી અને ગમે તેમ વહન કરવામાં હું માનતી નથી.' રાધાએ કહ્યું.

'રાધાને શ્રવણ ન મળ્યો હોત તો રાધાની હાલત કેવી હોત?'

'અને શ્રવણની?' રાધાએ સામો પ્રશ્ન કર્યો.

'તેં પણ જબર કરી રાધા, હું તને પાંચ અને દશના નોટ આપતો હતો—તે તેં ભેગા કર્યા અને મારી નોકરી ગઈ, ત્યારે તે મને ખૂબ કામમાં આવ્યા. મકાન માલિક પણ કેવો વિચિત્ર મળ્યો છે—પચીશ અને ત્રીશ ત્રીશ રૂપીઆ બે રૂમના ભાડાના આપવા પડે છે, એ કેવી દુ:ખી પરિસ્થિતિ છે?'

'કંઈ વાંધો નહિ. હિંમતથી જીંદગી જીવવાની છે. મૂશિબતો વગર જિંદગી જીવી પણ ન શકાય.' રાધાએ કહ્યું.

અને શ્રવણ અને રાધા આનંદથી જીવન જીવવા લાગ્યા.

ધીમે ધીમે સમાજમાં તેઓની પ્રતિષ્ઠા ખૂબ વધી. શ્રવણ અને રાધાએ પોતપોતાનાં કુટુંબીઓના દિલ પણ પોતાના પ્રેમાળ સ્વભાવથી જીતી લીધા. શ્રવણના માતા પિતાને પેલા એસિડના કારખાનાવાળા શેઠે જ સમજાવી લીધા હતા. શ્રવણે તેની બધી ખરાબ સોબતો મૂકી દીધી હતી. એ જુગાર હવે નહોતો રમતો—પણ એને રાધા વગર નહોતું ચાલતું. એના મિત્રો પણ શ્રવણ

સુધરી ગયો તે બદલ અદેખાઈ કરતા હતા. શ્રવણ અને રાધા હવે સુખી જીવન વ્યતીત કરી રહેલ છે.

આકાશની ચાંદની રાત હતી.

શ્રવણ અને રાધા ઉભા હતાં.

રાધાએ શ્રવણના ઓષ્ટ ઉપર ચૂંબન લીધું.

આકાશી ચાંદ એ જોઈ ગયો હતો અને વાદળમાં નહિ છૂપાતાં, કોઈ હાસ્ય જનક નજરે તે શ્રવણ અને રાધાને જોઈ રહ્યો હતો.

'ચંદ્રનું તેજ કેટલું મિઠાસ ભર્યું છે, નહિ?' રાધાએ પ્રશ્ન કર્યો.

'ખૂબ.' શ્રવણે જવાબ આપ્યો.

—અને શ્રવણ અને રાધા ચાંદ તરફ જોવા લાગ્યા.



# દિલીપ દીવાનો [ ૪ ]

**નવજવાન** દિલીપ હમણાંથી આમ શા માટે વર્તન ચલાવતો હતો તે કાંઈ સમજાય તેમ ન હતું.

દિલીપ વિદ્યાપીઠનો સ્નાતક હતો, દિલીપ મારો ખાસ મિત્ર હતો.

દિલીપે પોતાની રાજીખુશીથી લગ્ન કર્યાં હતા. લગ્ન કર્યા પછીથી મેં જોયું કે દિલીપનું લગ્ન જીવન સુખમાં વ્યતીત થઈ રહ્યું છે.

એકાએક દિલીપમાં પલ્ટો આવ્યો.

‘ પણ તારી પત્નીનો વાંક શો છે ? શા માટે તું તેની સાથે બોલતો નથી ? ’ મેં દિલીપને પ્રશ્ન કર્યો.

‘ એ મારા મનની વાત છે. ’ મને—નરહરીને દિલીપે આમ કહ્યું.

‘ પત્નીને દુઃખ દેવામાં કોઈ આદર્શ સમાએલો છે ? ’ મેં પ્રશ્ન કર્યો.

‘ મેં લગ્ન કર્યાં હતા એ મેં ભૂલ કરી હતી.’ દિલીપ કહે છે.

‘ આનંદીને તો દુઃખી જ થવાનું છે એમને ? ’ નરહરીએ આગળ આમ પ્રશ્ન કર્યો.

'આનંદીને દુઃખી કરવા મેં તેની સાથે લગ્ન નહોતા કર્યા. આનંદી સાથે મેં લગ્ન કર્યાં ત્યારે મારા તેના માટેના ખ્યાલો બહુ જુદા હતા. લગ્ન પછીથી મને ખબર પડી કે હું અંધારામાં રહી ગએલ હતો. હું વિદ્યાપીઠનો સ્નાતક બન્યો. આનંદી ફક્ત ગુજરાતી પાંચ ચોપડી જ ભણી; અને તેના પરિણામે મારે અને તેને એક બીજાથી કેટલા અતડા રહેવાની ફરજ પડે છે.'

'તારે ભાભીને કેળવણી આપવી જોઈએ.' નરહરીએ કહ્યું.

'એમાં પણ મને હાર મળી છે.'

'તો હવે આનંદીનો ત્યાગ જ કરવો છે?'

'ના.'

'ત્યારે ?'

'મને કાંઈ સૂઝતું નથી. હું આનંદી સાથે બોલવા માંગતો નથી.'

પતિ–પત્નીનું જીવન આમ દુઃખદ બની ગયું હતું.

ફરી એકવાર મેં પૂછ્યું, 'આનંદી આપઘાત કરશે તો ?'

'આનંદી આત્મહત્યા નહિ કરે.'

'કારણ.'

'મારી માફક તે પણ ખૂબ સ્વમાની છે. દુઃખથી રડશે. તેના માતા–પિતા—તેના કુટુંબનો આશરો શોધશે; અને એવી એની સ્વતંત્રતામાં તે મારાથી તેનું સ્વમાન સાચવશે.'

'આજ કાલમાં ?'

'આનંદીથી હું જેમ બને તેમ જલ્દી અલગ થવા ઇચ્છું છું.'

'અલગ એટલે ?, મેં જરા આંખ ફેરવતાં દિલીપને પ્રશ્ન કર્યો.

'હું છૂટાછેડા નથી ઇચ્છતો. પણ મારૂં જીવન હવે હું એકલ-વાયુ જ વહન કરવા માગું છું.'

'તું આનંદીને અન્યાય કરી રહેલ છે.' નરહરીએ કહ્યું.

'ભલે.' દિલીપે જવાબ આપ્યો.

આનંદી તેના માતા–પિતાને ઘેર ચાલી ગઈ હતી.

દશ પંદર દિવસ પસાર થયા.

દિલીપને ખબર મળી કે આનંદી ખૂબ બિમાર છે.

દિલીપ બેદરકાર બની ગયો. દિલીપે આનંદીની કોઈ દરકાર ન કરી.

મને—નરહરીને આ વાતની ખબર પડી.

'તેં શું ધાર્યું છે.' મેં દિલીપને પ્રશ્ન કર્યો.

'એ હાથે કરીને બિમાર બની છે.' દિલીપે જવાબ આપ્યો. આજે હું દિલીપને મળ્યો ત્યારે દિલીપના મુખ ઉપર કોઈ રોશની ન હતી. આનંદીના ગયા પછીથી દિલીપ પોતાની જાત માટે પણ બેદરકાર બની ગયો હતો. પ્રેમની નિષ્ફળતાને—લગ્ન જીવનની નિષ્ફળતાને અનુભવતો દિલીપ એની શારીરિક હાલત બિન–તંદુરસ્ત બનાવી રહ્યો હતો.

'તું આનંદીને મળવા નહિ જાય ?'

'ના.'

'કેમ ?' આંખ લાલ કરતાં નરહરીએ આમ પ્રશ્ન કર્યો.

'એના માતા–પિતા એની દરકાર કરે તેમ છે.' દિલીપે આમ કહ્યું.

'તારા વગર એનું દિલ આનંદિત નહિ બની શકે.' મેં કહ્યું.

દિલીપે ચમકતાં મારી સામે નજર નાખી.

'મારા વગર આનંદી આનંદમાં નહિ આવી શકે. મારે આનંદીની શી જરૂર છે? આનંદી મને યાદ પણ કરતી હશે કે કેમ એ એક શંકા છે. હા જરૂર હું આનંદીને એક વાતે ચાહતો હતો. તેણીને પણ મારા માટે ખૂબ લાગણી હતી. એ મને આજ... હું કેટલા ઉચ્ચ આદર્શ રાખું. મેં આનંદીનો ત્યાગ કેમ કર્યો?' દિલીપ પોતાની જાતને આમ પ્રશ્ન કરતો હતો.

'મારે આનંદી પાસે જવું જોઈએ?' દિલીપ પોતાના દિલને પૂછે છે.

—આનંદી મૃત્યુ પામશે તો મારે શું? ના. ના. હું આનંદીને મૃત્યુ પામવા દેવા ઇચ્છતો નથી.

અને છતાંય દિલીપ બિમાર પત્નીના બિછાના નજીક જવા ઇચ્છા રાખતો નથી.

દિલીપની બેદરકારીથી દિલીપ પણ બિમારીમાં પટકાઈ ગયો.

નરહરીએ તપાસ કરી. દિલીપ કરતાં આનંદી વિશેષ બિમાર છે.

'આ બન્ને એકી સાથે તો મૃત્યુ નહિ પામે ને?' નરહરી આમ વિચાર કરે છે.

અને આનંદી સ્વર્ગવાસી બને છે.

દિલીપ બિમારીમાંથી ઉઠે છે.

અને દિલીપ દીવાનો બની ગયો.

## અદાલતમાં [ ૫ ]

એક વેપારીએ કાળું બજાર કર્યું હતું; અને તેની ધરપકડ થઈ હતી. એ વેપારીને આજે અદાલતમાં ત્રણ માસની સખ્ત કેદ અને બસો રૂપિઆ દંડ; ન ભરે તો ત્રણ માસની વધુ સખ્ત કેદ.

અદાલતમાં હાહાકાર મચી ગયો હતો.

કાળા બજાર કરનાર સૌના હૈયા હચમચી ઉઠયા હતા.

સૌ વેપારીઓ આ વેપારીના સામું જોઈ રહ્યા હતા.

'કાળું બજાર ન કર્યું હોત તો ?' એક વેપારી ગણ ગણે છે.

'તમે કયાં કંઈ બાકી મૂકેલું છે ?' ગણગણતા વેપારીને બીજા વેપારી સંભળાવે છે.

'એને કાળા બજાર કરતાં ન આવડ્યું.' એક જણ આમ પણ ઉચ્ચારે છે.

મહાસભાએ ચાલ્યા જાવનો પડકાર ઉભો કર્યો. મહાસભા-વાદીઓથી જેલો ભરાવા માંડી. વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓએ ક્રાન્તિનો અવાજ બરાબર રણનાદી બનાવ્યો હતો. ત્યારે વેપારીઓ મહાસભાના કાર્યકરોને નાણાકિય મદદ પણ કરતા હતા. બ્રિટીશ સરકાર સામે તેમનો અવાજ હતો, પણ તેઓ કાળા બજાર કરતા હતા અને પ્રજાને

લૂંટવાનું મૂકતા નહોતા. પ્રજા ઉપર તેઓ શોષણ નીતિનો અમલ ચલાવતા હતા.

'છ મહિના માટે મોટર ગાડી; બંગલો અને બધીય મોજ મજાહ એમની એમ રહી.'

'જરૂર.'

'આમાંથી ખૂબ શિખવાનું મળે તેમ છે.'

'કશું જ શિખવાની કાંઈજ જરૂર નથી. કાળા બજાર કરતાં ન આવડે તો કાળા બજાર ન કરવા જોઈએ. હું કદી જ ન ઝડપાઉં. કાળા બજારનો પૈસો જરા વધુ છૂટો મૂકી દઉ એટલે ચાલ્યું આપણું કામ.' એક મહાશયે આમ ઉચ્ચાર્યું.

વર્તમાનપત્રનો એક પ્રતિનીધી આ વખતે અહીં ઉભેલ હતો.

વેપારીઓની આ વાતો તરફ એ ધ્યાન આપતો હતો.

'વેપારીઓને કંઈક પ્રશ્નો પૂછવાની તેને ઇચ્છા થઈ.'

'કાળા બજાર શી રીતે અટકાવી શકાય; તે અંગે આપ કંઈક જણાવશો કે ?'

વેપારીઓમાંથી કો'ક આ મૂર્તિ સામું જોઈ ખૂબ હસી પડે છે.

'કેમ હસી રહ્યા છો ?' પ્રતિનીધી આમ પ્રશ્ન કરે છે.

'તમારા તંત્રીશ્રી જેલમાં છે; તમને વર્તમાનપત્ર ચલાવતાં આવડતું હોત તો અમે કાળા બજાર કરતા ન હોત.'

'હેં. એમ કેવી રીતે ?'

'એ તો એવી રીતે.'

અને વેપારીઓએ આ છાપાના પ્રતિનીધી સાથે વાત કરવાનું માંડી વાળ્યું.

બીજે દિવસે અદાલતમાં; આ વેપારીઓની નામાવલી સહિત; જે કાંઈ તેઓએ વાતો કરી હતી તે અક્ષરસઃ વર્તમાનપત્રના મુખ પૃષ્ઠ ઉપર આવી ગયું.

'તમે વગર સજાએ સૌને સજા કરી દીધી હોં.' છાપાના પ્રતિનીધીને પીઠ પાછળથી કોઈ આમ લલકારી રહ્યું હતું. તેણે પાછળ નજર કરી તો વેપારીનો એક ચાલાક ગુમાસ્તો જણાયો.

સૌ વેપારીઓની ધરપકડ કરવામાં આવે તો વેપાર કોણ કરશે તે પ્રશ્ન બાજુ ઉપર મૂકાઈ ગયો, અને સરકારે સૌની પાસે જામીન-ગીરીઓ માંગી અને કેટલાકને જેલ ભેગા પણ પાછળથી પૂરતી તપાસ પછી બેસાડી દીધા.

આ સૌ વેપારીઓના વેપાર સરકારે પ્રજાને સોંપી દીધા.

હજુ સૌ મહાસભાવાદીઓ તો જેલમાં જ હતા.

પ્રજા બ્રિટીશ સરકારના ગુણગાન ગાવા લાગી.

અને પ્રજાએ બ્રિટીશ સરકારની આ નીતિ જાહેર કરતાં બ્રિટીશ સરકાર સામે પ્રહારો કરવા માંડયા.

આયાત–નિકાશની રમતો રમાઈ; વિશ્વયુદ્ધની ભયંકર મોંઘવારીની અસર હિંદને સંપૂર્ણ પણે અસર કરી ગઈ; અને હિંદુસ્તાનને વિશ્વ યુદ્ધથી અને ઘણી રીતે સહન કરવું પડ્યું.

અદાલતમાં રાષ્ટ્ર સૂત્રો પોકારવા બદલ એક કેદી–સૈનિક; રાષ્ટ્ર સૈનિકને છ માસની સખ્ત કેદની સજા ફટકારવામાં આવી.

ન્યાયમૂર્તિ ચકોર દષ્ટિથી એક પછી એક આવતા રાષ્ટ્ર સૈનીકોને નીરખતાં હતાં. એને સૌને ઓછી વત્તી સજાનો ન્યાય સંભળાવતા હતા !

'હું કેવો અન્યાય કરી રહ્યો છું.' એમ ન્યાયમૂર્તિ ક્યારેક વિચારી પણ જતા હતા.

અંગ્રેજોના કાયદાથી ઘડાએલી હિંદની અદાલતોમાં આવું બધું ખૂબ ચાલી રહ્યું હતું. હિંદનું ધાર—ધોરણ હિંદીઓનું જ રચેલું હોવું જોઈએ. અને તે જ ધારા ધોરણ હિંદીઓને સુખી કરી શકશે.

પણ વેપારીએ વરિષ્ટ અદાલતમાં અરજ ગુજારી હતી અને તેને વરિષ્ટ અદાલતે નિર્દોષ જાહેર કર્યો હતો, અલબત્ત વેપારીની સંપુર્ણ દલીલો સાંભળ્યા પછી જ.



## શેર બજાર [ ૬ ]

'લીધા'

'દીધા.'

બજારમાં ખાનગી સોદા થઈ રહ્યા હતા. નવા નાણાકીય બજેટ; વાયદાના વેપાર પર આવતો અંકુશ અને યુદ્ધ પછીના આ દિવસોમાં શેર બજારમાં ખળભળાટ ઉત્પન્ન થયો હતો, જાહેર રીતે શેર બજાર બંધ હતું. ખાનગી સોદા થતા હતા.

'તમારૂં નામ શું?' દલાલનો કો'ક ગુમાસ્તો; કો'ક કારકુન લીધા દીધાની નોંધ કરતો હતો. સટ્ટો બહુ ખરાબ છે એમ કહેનારા પણ સટ્ટો ખેલતા હતા.

વ્યાજ વહેંચાઈ ગયું હતું. નવા સરવૈયાઓમાં નફા ખૂબ ઓછા દર્શાવવામાં આવતા હતા. નફા પરના કરથી ઉદ્યોગો હાનીમાં પછડાઈ રહ્યા છે એમ કહેવાતું હતું. જાહેર રીતે શેર બજાર બંધ થઈ ગયું હતું, ખાનગીમાં વેપાર ચાલતો હતો.

ખૂબ ઉંચા ભાવ ધારણ કરી બેઠેલા શેરો પર જોખમ હતું. બહુ ભયંકર જોખમ.

હિંદમાં નવી મશીનરીઓ આવી રહી છે. હિંદમાં જ યંત્રોના સહકારથી નવાં યંત્રો બનાવવવામાં આવનાર છે. આવતી કાલનું

શેર બજાર બિલકુલ સટ્ટા વગરનું બને એ જરૂર છે. પ્રજાની કમાણી આખરે શ્રીમંતોના ખિસ્સામાં રમતી હોય છે. સમાજને માટે સટ્ટો એ ખૂબ દુઃખજનક છે.

મશહુર કરોડપતિ વ્રજબિહારી ખાનગીમાં દલાલો મારફતે સોદા ખેલતાં હતા. અને કોઈને ય ખબર ન પડે તેમ પોતાના શેરોના નાણા ઉપજાવી રહ્યા હતા.

કંઈક જણા ઝપડાઈ જતા હતા. બંધ બજારે સમી સાંજે સરવૈયું કાઢવામાં આવ્યું તો મધ્યમ વર્ગના પાંત્રીસ ચાલીશ હજાર રૂપિયા વ્રજવિહારી શેઠના ખિસ્સામાં પહોંચી ચૂકેલા હતા.

ગરીબાઈનો ઈશ્વર જાણે વ્રજવિહારી શેઠ જ બની ગયા હતા.

'સરકારી ધારા આવશે અને કોઈ જ વહેપાર નહિ કરી શકાય તો?' કોઈ પ્રશ્ન કરે છે.

'કોઈ પરવા નહિ.' કરોડપતિનો આ જવાબ છે.

જોયું જશે. આવતી કાલે થવાનું હશે તે થશે. આજની વાત કરોને.

'શેર સટ્ટા બજાર બંધ કરી દો.' ગરીબોનો એક જ અવાજ છે.

કરોડપતિ શેઠ પણ એમાં ટહુકો પૂરવાનું ચૂકતા નથી.

શ્રીમંતોએ તો હવે નવા ઉદ્યોગો તરફ કદમ બઢાવવાના છે.

# દોઝક વિ. સ્વર્ગ [ ૭ ]

**દોઝકની** કલ્પના કરવામાં આવેલી છે. દોઝકમાં જઈને કોઈ હજુ પાછું આવ્યું હોય તેની ખબર નથી. દોઝકની દુનિયામાં બેકાર; ભૂખમરો; દરિદ્રતા અને દુઃખી જીવન જ હોય એમ માની શકાય ?

દોઝકની કલ્પના ભયાનક છે. સ્વર્ગનો અવાજ દિલને ખૂબ આનંદ આપે છે. સ્વર્ગમાં સૌ સુખી હોય છે.

Physics and Chemistryનો અભ્યાસ કરતા એક યુવકની કલ્પના વિચારવા જેવી છે.

'હું ખૂબ શોધો કરીશ. પરીક્ષામાં પાસ થવા પૂરતા જ મારા આ અધ્યયન નથી. મારી નામના આખી દુનિયામાં થશે. એવું કોઈ તત્ત્વ હું શોધીશ કે મને 'નોબલ પ્રાઈઝ' મળશે ! પદાર્થ વિજ્ઞાનના અભ્યાસમાં મારી સ્હેજ કચાશ છે, પણ રસાયણ શાસ્ત્રમાં હું બરાબર ધ્યાન આપું છું ! અને રસાયણ શાસ્ત્રના ઉંડા અભ્યાસ માટે હું રશિયા જઈશ.'

'હું દીવાનો નથી. મારા શિક્ષક...મારા શિક્ષકે કેમ કંઈ શોધો નથી કરી ?'

યુવાનની વિચારમાળા અટકે છે. આવતા ત્રણ ચાર વર્ષ સુધી તો હું કોઈ જ શોધ કરી શકનાર નથી.

'કોઈ પરવા નહિ.' દિલમાં તાકાત ભરતાં આ યુવાન ઉચ્ચારે છે.

'પણ મારે જલ્દીથી મહાન થવું છે.' મહત્વાકાંક્ષી યુવાન વિચારે છે.

'મારે વધારે પુસ્તકોની જરૂર છે. વધારે ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની મારે જરૂર છે. પુસ્તકો ખરીદવા માટે મારી પાસે એક પાઈ પણ નથી. ધર્માદા ફંડમાંથી હું અભ્યાસ કરી રહ્યો છું. કોઈને કાંઈ કહું છું તો મને ચાર માઈલ દૂર આવેલાં વાંચનાલય તરફ નજર ફેંકવાનું કહે છે. આવતા જતાના મારે બે કલાક—બહુ જ ઝડપથી જઉં અને આવું તો કંઈ નહિ. મારે મહાન નથી બનવું.'

યુવક ખૂબ આળસુ છે. પોતાના અભ્યાસ માટે તેને મોટા વાંચનાયલ સુધી જવાની ઇચ્છા પણ થતી નથી. આ યુવક ખૂબ ગરીબ છે. એને પહેરવા એક ખમીશ છે. રોજ ધોઈને તે તેને પહેરે છે. ગરીબાઈના દુ:ખમાં એની મહત્વાકાંક્ષા આળસની સાથે મિત્રતા બાંધી ચૂકેલ છે! એનો ખોરાક પણ ગરીબાઈથી ભરપૂર છે. એ રોજ હોટલમાં જમે છે. લોજના ખાણાએ ત્રણ વર્ષ પહેલાં હતું તેના કરતાં ય આજ તેનું શરીર ખૂબ ખરાબ છે. આ યુવક સુકલકડી યુવક છે!

આ યુવકને આંખે ચશ્મા આવેલાં છે.

પણ યુવક વિચારે છે. 'મારો આત્મા હજુ જીવંત છેને!'

યુવક પર પિતાના પત્રો આવ્યા કરે છે. 'ધ્યાનથી અભ્યાસ કરજે બેટા.'

આ નવજવાન તનતોડ મહેનત કરે છે. આંખના ચશ્માનો નંબર આગળને આગળ વધતો જાય છે.

લોકશાહીની લડત વખતે આ યુવકને અભ્યાસ મૂકી દેવો પડેલો એના એ વર્ષનો અભ્યાસ આ યુવક ફરીથી કરે છે.

'આપણું ભણતર નકામું છે. પ્રાથમિક પછીની માધ્યમિક કેળવણીમાં લાખ લાખ ફેરફાર કરવાની જરૂર છે! શરૂઆતના પ્રાથમિક કેળવણીના મારા સાત વર્ષ સાવ નકામા ગયા છે! દોસ્તો; મારી ઉમર આજ પચીશ વર્ષની છે. મારી તંદુરસ્તી સાવ ખરાબ છે. મને મહત્વાકાંક્ષાઓ ખૂબ છે; અને મને લાગે છે કે...પણ ના. મારો આત્મા એમ કહે છે કે મારૂં મૃત્યુ થનાર નથી.'

શહેરની આબોહવામાં આ યુવક જીવે છે. ધુમાડિયા આબોહવા થોડા વર્ષ પછી અદૃશ્ય થશે. પણ આ યુવાનને હરરોજ ધુમાડિયા વાતાવરણમાં અને સમી સાંજે ધુમાડાની આબોહવાથી જીવવું પડે છે. ગંદકીના પ્રતાપે શહેરમાં મચ્છરોના ત્રાસ પણ ખૂબ છે. બેહદ.

યુવક મેલેરીયાના તાવમાં ઝડપાય છે. સો રતલના પચીશ વર્ષના આ નવજવાનનું વજન નેવું રતલ થઈ ગયું. ત્રણ જ દિવસની માંદગીના પ્રતાપે.

દાકતર સાહેબે આશા મૂકી દીધી.

'છેલ્લામાં છેલ્લી શોધ મુજબનું પેનીસીલીન આવ્યું; પણ હજુ કાંઈ સુધારો, ઝટ જણાતો નથી.' દાકતર સાહેબની સુચના મુજબ હોસ્પીટલમાં આ યુવાનને ખસેડવામાં આવ્યો.

હોસ્પીટલમાં એનું વજન પંચોતેર રતલ થઈ ગયું.

'મારી મહત્વાકાંક્ષા.' બિચારો રૂદન કરે છે. એના પિતા એની નજીકમાં જ છે.

'ચિંતા નહિ બેટા; જરૂર મટી જશે.'

'મારી મહત્વાકાંક્ષા.' યુવાન ફરીથી અવાજ કરે છે.

પિતા આઘાપાછા થયા હતા અને કોઈ નર્સ બાજુમાં ઉભી હતી. નર્સ કહે છે. 'તમારી મહત્વાકાંક્ષાના જ વિચારો કરજો. આવતા જન્મમાં જરૂર દેશને લાભ થશે. ચિંતા ન કરો! મગજમાં શ્રદ્ધા રાખો અને શ્રદ્ધાથી જ તમને મટી જશે! નાહિંમત કદી ન બનવું. પેનીસીલીનથી સર્વ રોગો મટે છે. પણ તમે કોઈ સારા વૈદ્યની ચિકિત્સા કરાવી હોત તો તમારા પિતાશ્રીને ત્રણસો ચારસો રૂપિયાના દેવામાં ન જ ઉતરવું પડત, ખેર તમને જરૂર મટી જશે.'

મોટા ડોળા ફાડીને આ યુવક નર્સ તરફ જોઈ રહ્યો હતો.

'મારા પિતાને મારે ખાતર દેવું કરવું પડ્યું છે. મારી મહત્વાકાંક્ષા ખાતર પણ હું કેમ નહિ જીવી શકું?'

દવા ચાલુ જ છે.

યુવક સ્વર્ગભૂમિ તરફ પ્રયાણ નથી કરતો: એની મહત્વાકાંક્ષા ખાતર કદાચ ઈશ્વરે એને જીવાડ્યો હશે!

'—પણ પિતાજી; કોઈ વૈદ્યરાજની આપણે દેશી દવા કરી હોત તો આવા ચારસો પાંચશોના નકામા ખર્ચમાં ઉતરવું ન પડત. અને વધારામાં મારા આંખના ચશ્માના કાચ દિવસે દિવસે જાડા જ થતા જાય છે.

'થવાનું થઈ ગયું, દીકરા તું જીવતો છે તો તારી આશા જીવે છે. અને એટલે મારે પૈસા જ પૈસા આવવાના છે ને?'

'એ તો બરાબર છે.' કંઈક વિચારતા વિચારતા યુવક કહે છે.

'તને નવો અવતાર મળ્યો છે. થોડા દિવસ તું ગામડે આવી જાય તો ચોકખાં દુધ—ઘી આપું, આ શહેરમાં તેં તારી આ તંદુરસ્તી બગાડી છે; ભલા.'

'ના રજાઓમાં આવીશ. હમણા નહિ. ખૂબ વાંચવાનું છે.

પરીક્ષા આવી પંહોચશે. જીવતો છું તો તંદુરસ્તી તો સુધારી શકીશ. જીવતો નર, તો ભદ્રા પામે ખબર છે ને?'

હા. ભાઈ હા. બધી ખરી વાત.

પિતા અને પુત્ર અલગ થાય છે. પુત્ર પોતાના પવિત્ર શહેરમાં આવી વસ્યો છે. મજબૂત બાંધાના પિતા એમના ગામ ચાલ્યા ગયા.

યુવકનો ચાર વર્ષનો અભ્યાસ પુરો થયો અને વિદ્યાપીઠનું પ્રમાણપત્ર યુવકને મળી ગયું.

દુનિયા વિચિત્ર છે. દુનિયા દોરંગી છે. ગામડાની ગૌરાંગના સાથે યુવકનું લગ્ન થયું અને એક મીલમાં યુવકને નોકરી પણ મળી ગઈ.

મીલના ભૂંગળા તરફ જોઈ યુવક વિચારે છે. 'મારી મહત્વાકાંક્ષાનું શું થયું?'

નોકરી કર્યા પછી થાકયો પાકયો આ નવજવાન ઘેર આવી જમી કરી ગૌરાંગના સાથે મસ્તીએ ચઢે છે. ગામડાની ગોળી સાથે આ યુવક; વર્તમાનપત્રના ફરફરીયાઓ રોજ સાંજે; આ નવજવાન વાંચે છે. નસીબવસાત આને છ ચોપડી ભણેલી ગામડાની યુવતી મળી હતી.

'મારી મહત્વકાંક્ષા કેમ સફળ ન નીવડે?' મીલમાં એક દિવસ આ નવજવાન કલ્પના કરે છે.

આજ આ યુવકને ઘેર ત્રણ બાળકો છે.

આ યુવકનું શરીર પહેલવાન જેવું છે.

રોજ તે દોઢશેર દુધ પીએ છે.

બદામપાક પણ તેણે ખૂબ ખાધેલો છે.

—પણ એના આંખના ચશ્મા એવાને એવા જ છે.

એની મહત્વાકાંક્ષા એણે છાજલીએ લટકાવી છે.

ક્યારેક એની મહાશાળાના માસ્તર સાહેબ મળે છે ત્યારેઃ–

' સલામ સાહેબ. '

' પદાર્થ વિજ્ઞાન અને રસાયણ સાથેનો આજ એને આવો સબંધ છે ?

ભલા; જીવતી રહો એની અમર મહત્વકાંક્ષા.

અને એ દેશનો એક અદનો સેવક બને.

માનવ કલ્યાણ માટે એણે જીવંત રહેવું જ જોઈએ.



# નરેશચંદ્ર [ ૮ ]

ફિલ્મ ઉદ્યોગમાં નરેશચંદ્રનું સ્થાન અદ્વિતીય હતું. લાખોના લેખાંએ વાત કરતાં નરેશચંદ્રનો વહિવટ ઉત્તમ પ્રકારનો ગણાતો. અનેક ફિલ્મ સંસ્થાઓનો આધાર નરેશચંદ્ર પર હતો.

એક વાર્તા લેખક; એક ગીત લેખક; એક દિગ્દર્શક કે એક નિર્માતા; એક ફિલ્મ-પ્રકાશક કે કો'ક એકાદ નવું ચિત્ર-ઘર બંધાવવાની બાબતમાં વાત કરવા હરરોજ નરેશચંદ્રના બંગલે ધક્કા ખાતું જ; અને તેઓના કામ પણ નિકળી જતા.

'કેમ પધારવું થયું?' એક ગીત લેખક હતા.

'મને નાણાકીય મદદ મળે તો હું આપને ઉત્તમ સંગીત ચિત્ર આપી શકું એમ છું.'

'ઠીક. તમને ફિલ્મ ઉદ્યોગનું બીજું કંઈ જ્ઞાન છે કે કેવળ ગીતો જ લખતાં તમને આવડે છે?' નરેશચંદ્રે આમ પ્રશ્ન કર્યો.

'આપ ફલાણા ફલાણાને પૂછી જોશો તો મારા માટેની સર્વ માહિતી આપને મળી રહેશે. કવિતાઓ લખવાનો ધંધો હું છેલ્લા દશ વર્ષથી કરૂં છું. અને આપે કંઈ ઓછું જ મારૂં નામ નહિ સાંભળ્યું હોય.'

'તમારૂં નામ તો સાંભળ્યું છે. તમારા નવા ચિત્ર માટે તમારે કેટલા રૂપિયાની જરૂર પડશે ?' ગીત લેખકને નરેશચંદ્રે પ્રશ્ન કર્યો.

'બે લાખ રૂપિયા.'

'હું તમને સવા લાખ રૂપિયા આપીશ.'

ભલે અને ગીત લેખક વિદાય થાય છે.

બીજે દિવસે નરેશચંદ્ર પાસે એક વ્યક્તિ પોતાના ગામડામાં ચાલતું પોતાનું પતરાંનું બનાવેલ ચિત્ર-ઘર સિમેન્ટ-કાંક્રીટનું બનાવવાની દરખાસ્ત લઈ આવે છે.

'તમને પચાસ હજાર રૂપિયાની મદદ હું કરીશ. તમે નવું ચિત્ર-ઘર બાંધવાની શરૂઆત કરો. મારે અને તમારે શરત એક -અને તે એ કે આપણી 'નરેશ એન્ડ કંપની.' મારફતે જ ચિત્રોનું પ્રકાશન-ચિત્રની રજુઆત થવા દેવાની.'

'સારૂં.' સ્હેજ કચવાતું મુખડું કરતાં આ મહાશયે રજા લીધી.

નરેશચંદ્રની નજીક તેમના અંગત મંત્રી હંમેશાં હોય જ. સાથેને સાથે.

ત્રીજે દિવસે નવી આંગતુક વ્યક્તિને નરેશચંદ્ર પૂછે છે.

'આપનું નામ શું છે ?'

'હરિ વલ્લભ.' ટેનીસ, ટાઈ, પેન્ટ, અને ગરમ કોટમાં સજ્જ થયેલા યુરોપીય લેબાશના હરિવલ્લભદાસે જવાબ આપ્યો.

'ઠીક.'

આ મહાશયના નામથી નરેશચંદ્ર ખૂબ જ માહિતગાર હતા. નરેશચંદ્ર જરા ચૂપ બન્યા.

'આપનું પધારવું કેમ થયું છે ?' તેમણે પ્રશ્ન કર્યો. થોડીવાર પછી.

'એક ઐતિહાસિક ચિત્ર ઉતારવું છે.'

'હું તમારી સ્ટુડીઓની મુલાકાતે આવીશ.' નરેશચંદ્રે તરત જ આ મુજબ જવાબ આપ્યો.

—લાખ્ખો પતિ નરેશચંદ્રનું આ જીવન હતું. આલેશાન મહેલાતમાં. ખૂબ મૌજથી નરેશચંદ્ર જીવતા હતા.

'જીવવું કાંઈ ગમતું નથી.' નરેશચંદ્ર વિચારે છે!

'કેમ?' કોઈ અભિનેતા આમ પ્રશ્ન કરે છે.

'હરરોજ માથાઝીક. રોજ આ કહેશે લાખ રૂપીયા આપો; પેલા કહેશે મારે લેબોરટરી બંધાવવી છે; ત્રીજા કહેશે મારે નૃત્ય ચિત્ર ઉતારવું છે. એક જણે કહ્યું પૃથ્વીના હક્કો ખરિદી લેવા જેવું મેં ચિત્ર ઉતાર્યું છે; તમારી 'નરેશ એન્ડ કંપની.' એ ખરિદવા જેવું છે.'

'તમારે ચિંતાનો કોઈ પાર નથી.' નરેશચંદ્રનો મુખ્ય અભિનેતા નરેશચંદ્રની વિચારમાળામાં આવી આમ સહાનુભૂતિ દર્શાવી રહેલ છે. આ અભિનેતાને દારૂ પીવાનો; રેઈશના મેદાનમાં ઘોડા દોડાવવાનો; અને એને સંગીત કલાનો ખૂબ શોખ હતો.

'તારે કેટલા રૂપિયા જોઈએ છે?' નરેશચંદ્રે તેની આંખો સામૂં જોયું.

'પૈસાની મારે કોઈ જરૂર નથી.'

'ત્યારે?'

'તમે એક એક ફિલ્મ—અગર જેજે ફિલ્મમાં નાણુકીય મદદ કરો એમાં મારા અભિનયને અધિકાર આપો. એક એક ચિત્રે લાખ બે લાખથી વધુ—હું વધારે નહિ લઉં.'

'તો મારે તારી જરૂર નથી.' નરેશચંદ્ર આમ કહે છે. અને પેલો અભિનેતા અદ્રશ્ય થઈ જાય છે.

નરેશચંદ્ર પોતાની મહેલાતના બગીચામાં ફરતા હતા.

પટાવાળાએ કહ્યું ' સાહેબ ટેલીફોન છે. '

નરેશચંદ્ર ઝપાટાબંધ એ તરફ આવી પહોંચ્યા.

' તમે ધારો છો અને જણાવો છો તેટલા સમયમાં ચિત્ર પુરૂં થાય તેમ નથી. અભિનેત્રીનો અવાજ બેસી ગયો છે. દિગ્દર્શકને બે દિવસથી તાવ આવે છે, કેમેરામેન અને સામાન્ય સ્ટાફના માણસોમાં પણ કોણ જાણે કેમ ખૂબ અસંતોષ દેખાય છે. ' ફિલ્મપ્રકાશન ક્ષેત્રના પોતાના મેનેજર તરફથી આ સંદેશો આવ્યો હતો.

' તમે દિગ્દર્શક સાથે વાત કરી ? '

' હા. ત્યાર પછી તો હું આપની સાથે વાત કરૂં છું.'

નરેશચંદ્ર ટેલીફોન મૂકી દે છે.

' પેલું કેળવણી વિષયક ચિત્ર ઉતારવાનું હતું તેનું શું થયું ? હિંદનાં ગામડાના દશ્યોનું જ એક ચિત્ર પણ હજુ અધુરૂં જ પડયું છે. ધાર્મિક ચિત્રમાં આ કાપડ રેશનીંગના કારણે તથા કલા–દિગ્દર્શકને મનાવવાના છે તેથી......'

' માટે આ આખો વેપાર બંધ કરવો પડશે.' નરેશચંદ્ર આરામ ખુરશીમાં બેઠા હતા.

' કોઈ યુરોપીય લલના આપને મળવા માગે છે. '

આવો કંઈક ભણકાર થયો. અને નરેશચંદ્ર બારણા નજીક આવ્યા.

' આપના પતિ નથી આવ્યા કે ? ' વિવેકપૂર્વક નરેશચંદ્ર પ્રશ્ન કરે છે.

' થોડીવારમાં આવી પહોંચશે. ' તેઓ અંગ્રેજીમાં બોલ્યા હતા. તેણીએ હિંદુસ્તાનીમાં જવાબ આપ્યો હતો.

' રંગીન ચિત્રો હિંદુસ્તાનીમાં, ફિલ્મનું કચકડું પણ હિંદુસ્તાનમાં અમે ઉતારી આપી શકીશું. '

'ભલે. ભલે.'

ચા–બીસ્કીટ અને જીંજર–લેમન ઉડે છે.

કરાર થઈ ગયો.

હિંદના ચિત્રો પશ્ચિમમાં અને પશ્ચિમના ચિત્રો હિંદમાં બતાવવા અંગેનું બરાબર નક્કી થઈ ગયું. નરેશચંદ્રે સંપૂર્ણ નાણાકીય મદદ આપવાનું વચન આપ્યું.

ફિલ્મ ઉદ્યોગમાં રોકાએલા પોતાના સર્વ અધિકારીઓને આ બાબતથી જાણ કરવામાં આવી. સૌ આ નવી પ્રગતિ તરફ એક ધ્યાનથી નીરખી રહ્યું હતું.

'શેઠ ખૂબ ધમાલમાં છે. શેઠને જરાય ફુરસદ નથી.' ટેલીફોન ઉપર; રૂબરૂમાં; સર્વ મુલાકાત માંગનારાઓને પટાવાળા તરફથી આવી રીતનો પ્રત્યુતર મળી જતો હતો.

નરેશચંદ્ર એક નીતિવાન પુરૂષ હતા. ફિલ્મ ક્ષેત્રમાં આભડછેડ થવા દેવાની માન્યતાના તેઓ કટ્ટર વિરોધી હતા. હરેક સ્થળે તેમની નૈતિક જવાબદારી ખૂબ મહાન હતી. નરેશચંદ્ર એક સાધુ પુરૂષ હતા. હરરોજ તેઓ ગીતાનું અધ્યયન ખૂબ સમજપૂર્વક કરતા હતા.

ધાર્મિક સંસ્થાઓ, પુસ્તકાલયો; વાંચનલયો; અને વ્યાયામ શાળાઓ; સર્વ સ્થળે નરેશચંદ્ર છૂટા હાથે નાણા વેરતા હતા.

નરેશચંદ્ર બિમારીમાં સપડાયા.

તેઓની પત્ની ખૂબ જ અસ્વસ્થ બની ગયા.

તેમની પુત્રીને કાંઈ જ સૂઝતું નહોતું.

નરેશચંદ્રનું અવશાન થયું.



# જગદિશ અને તુષાર [ ૯ ]

**જગદિશ** અને તુષારકાંતિ બન્ને મિત્રો હતા. સામાજિક રાજદ્વારી, અને આર્થિક પ્રશ્નો ઉપર જ્યારે જ્યારે તેઓ અથડામણમાં આવી પડતાં ત્યારે બહુ જાણવાનું મળે... તુષારકાંતિ આ ત્રિવીધ ક્ષેત્રોમાં ઝડપી ક્રાંતિ ઈચ્છતો—જ્યારે જ્યારે સમાજમાં, સામાજિક કે એથી જ આર્થિક ફેરફાર લાવવા જરૂરી બને ત્યારે તે માકર્સવાદને આગળ કરતો, અને ટ્રોટસ્કીનું ભાવિ દર્શન કરાવવા મથતો... જગદિશ એથી બાહોશ હતો. તુષારના વિચારો જાણી તુષારને એવી સામાજિક બાબતોમાં ધ્યાન નહિ આપવાનું જણાવી તેને તે આધ્યાત્મિક્તા તરફ વાળવા કોશિષ કરતો. આધ્યાત્મિક્તામાં હજાર વર્ષની સંસ્કૃતિ સમાએલી છે એમ તે કહે! અને એવી શક્તિઓના સ્વરૂપો પ્રજાને હજાર વર્ષો સુધી સુખ આપે તેમ માનતો......

હિંસક ક્રાન્તિવાદ એવી જ કોઈ બીજી હિંસક શક્તિ વડે ચોક્કસ સ્વરૂપે પલટાઈ જશે એમ જગદિશ તુષારને કહે.

એક દિવસ તુષાર. જગદિશના આલેશાન અને બાદશાહી રહેઠાણમાં આવી પહોંચ્યો. મિત્રો હતા—હરરોજ આવતા—જતા ચર્ચા કરતા. પણ આજ એક ઉગ્ર ચર્ચા થઈ.

તુષાર કહેતો હતો.

'એક સમય હતો. જ્યારે અમે દેશના રાજ્યવાદ—શાહીવાદને ઉથલાવી પાડવા હિંસક કાવત્રાઓ અસરકારક રીતે ઉભા કરતા હતા. મૂડીવાદીઓને પોષણ રૂપ બની ગએલા શાહીવાદને માટે ગોરીલા પ્રવૃત્તિઓ જ જરૂરી છે ને?' હજુ તુષાર ચાલુ રાખતો હતો. અને જગદિશ તે સાંભળતો હતો.

'હું તમને જમાના પહેલાની વાતો કહું. અરે યુગો પહેલાંની જગદિશ. અહિંસા જેવી ગીતાએ શું કર્યું? રાજ્યવાદીઓનો નાશ કરવા તેઓને લઢાવી માનનાર એ સમયના શ્રેષ્ઠ પુરૂષ ભગવાન કૃષ્ણ—એ યુગના પ્રજા સંઘોના માનીતા નેતા—પ્રમુખ. રાજ્યવાદીઓ પ્રજા ઉપર જુલ્મો જ કરતા હતા. અને પ્રજાએ એવા રાજાઓની સામે માથુ ઉંચુ કર્યું, અને બાહોશ—મુત્સદ્દી કૃષ્ણે એક પછી એક અને છેવટે મહાભારતના યુદ્ધમાં આખા રાજ્યવાદનો અંત લાવી દીધો. ભગવાને કેમ અહિંસા ન વાપરી? ભગવાને હિંસક પ્રવૃત્તિઓ આદરી અને છતાંય ભગવાનનું નામ આજ સૌ કોઈ જાણે છે. સૌ કૃષ્ણને ઓળખે છે.'

જગદિશ હસ્યો. તુષારને એણે અટકાવી દીધો હતો. જગદિશે કહ્યું...'તારી ભૂલ થાય છે. અહિંસક સંસ્કૃતિના છેલ્લા હથિયારે તે અહિંસા હતી. અને એવી અહિંસા જ બસો—પાંચસો કે હજાર વર્ષો સુધી પ્રજાને સુખી રાખી શકે...પ્રજાને સુખમાં રાખવી એટલે પ્રજાની કોઈ જ ફરિયાદ ન હોય, પ્રજાને કોઈ જ દુઃખ ન હોય.'

તુષારનું ધ્યાન જગદિશ તરફ નહોતું. એ 'આનંદ મઠ'ના સ્વપ્નાઓમાં રાચતો હતો. હિંસક ક્રાન્તિકારી છૂપી પ્રવૃત્તિઓના એ વિચારો કરતો હતો.

જગદિશ આગળ બોલ્યો; 'દેશને આજ કોઈ પ્રવૃત્તિની જરૂર નથી. પ્રજાવાદને માટે દેશને હવે હિંસા વાપરવાની ક્યાંય જરૂર

નથી. અહિંસક પ્રજાવાદનો નાદ જગત ભરમાં વ્યાપ્ત બનવાનો છે. અને ત્યારે જગતમાં શાંતિ હશે.'

તુષારે જગદિશના છેલ્લા શબ્દો સાંભળ્યા. 'જગતમાં શાંતિ હશે.' તે બબડયો...તે આગળ બોલ્યો. 'જગતમાં કયારે ય શાંતિ હતી? જગત એટલે હિંદ લઈએ તોય કયારે ય શાંતિ હતી? રામ રાજ્યના સમયમાં પણ રામના અશ્વમેધ યજ્ઞથી યુદ્ધો થયા હતાં. અને એ સમયે પણ રાક્ષસવાદનું જોર હતું. કોઈ પણ મહાન રાજા...એનું જીવન લઢયા વગર ગયું છે?...હું કબૂલ કરૂં છું કે જગતમાં હમેંશા ચોક્કસ પ્રકારની વૃત્તિઓ તો રહેવાની જ છે. કયારેક કોઈ બળની શકિત વિશેષ પાશવી બળો ઓછાવતા પ્રમાણમાં જગતમાં રહ્યા જ છે.'

જગદિશે તુષારને અહીંથી જ અટકાવી દીધો અને તે બોલ્યો. 'તું એટલું જાણે છે છતાં તું પાશવી એવી હિંસક વૃત્તિનો આદર્શ કેમ સેવે છે? તારી જીંદગી પર્યંત તો તું સુખી બની જાય માટે?'

તુષારનું જ્ઞાન ઉપરછલ્લું ન હતું. વિશાળ વાંચન, બહુશ્રુત નીતિ અને એના વ્યવહારૂ પણાએ એને એક દેશભકત બનાવ્યો હતો. જગદિશની પરિસ્થિતિ જુદી હતી. જગદીશ જ્ઞાનનો ઉપયોગ કરી શકતો હતો—યોગ્ય રીતે......જગદિશના પરિચયે તુષારના વિચારોમાં પણ એવા ફેરફારો આવતા હતા.

જગદિશને ત્યાં ટેલીવીઝન રેડીયો હતો. તુષાર વાત કરતા અટકયો. એકાએક એને કંઈક યાદ આવ્યું હશે; અગર ગમે તેમ હો; એણે રેડીયો શરૂ કર્યો.

'ટેલીવીઝનમાં એણે હિટલરની છટા જોઈ. જાણે ઉગ્ર શંકરનું સ્વરૂપ! અને અવાજથી એણે સાંભળ્યું કે આવેશ બુદ્ધિને ભૂલમાં

નાખી દે એવા કૃત્યો કરાવી શકે છે. ગમે તેટલું વિશાળ જ્ઞાન હોય તો પણ......'

—પણ જગદિશે ટેલીવીઝન—રેડીયો બંધ કરી દીધો; જગદિશ કહે છે.

'વિશ્વભરમાં આજ એક વખતના મંત્રવાદ જેવો યંત્રવાદ ચાલે છે. મંત્રવાદે જે હાહાકાર મચાવેલા છે એવા હાહાકાર યંત્રવાદથી શરૂ થઈ ગએલા છે. હિરોશીમા અને નાગોશીમાના એટમ બોમ્બ—મહા અણુશક્તિઓને જોઈને અને હજુ ય એના પ્રત્યાઘાતો જુદા જુદા સ્વરૂપમાં પડતાં જ જાય છે. અને તુષાર, એ સંસ્કૃતિનો અંત પણ બહુ નજીક નથી લાગતો?...માનવ માનસની વિચિત્રતાઓને ધારીએ તો સમજવી સહેલી છે. આઘાત પ્રત્યાઘાતોની અસરમાંથી ઉત્પન્ન થતી અરસપરસની વિરોધી લાગણીઓમાં અને એવા જ મતભેદોમાં માનવ–જીવન ખત્મ થઈ જાય છે. માનવી એના જીવનની એવી સૌરભ મૂકતો જાય કે જેની સંસ્કૃતિ હજારો વર્ષ સુધી અતૂટ સ્વરૂપમાં ટકી રહે...હજાર વર્ષે પણ પ્રજાને એનો લાભ એનું સુખ મળતું હોય.'

તેણે આગળ કહેવા માંડયું, 'સમાજમાં એવી વિકૃત્તિઓ આવતી રહે છે...જે માનવીનું નૈતિક બળ તોડી પાડે છે. એવી વિકૃતિઓ સમાજમાં ઉત્પન્ન જ ન થાય એવા બળો સમાજમાં ભળવા જોઇએ. અને એ વિકૃતિઓ થોડાં તો નહિ જ બલ્કે ૫૦૦–૧૦૦૮ વર્ષે પણ સ્વરૂપ ન જ પકડે એ આપણે જોવું જોઇએ. વૃત્તિઓમાંથી નૈતિક બળ તૂટે એટલે સમાજ જીવનમાં અવ્યવસ્થાઓ શરૂ થાય...માનવી દુઃખીત બને. જગતને સમયે સમયે એવા નૈતિક બળો મળ્યા છે ખરા...જે ચોક્કસ વર્ષો ચાલી નાશ જ પામ્યા છે. અને ત્યારેય ફરીથી સમાજમાં એ જ સામાજિક, આર્થિક, અને રાજકીય કલહો ઉત્પન્ન થયા છે. અને એથી પ્રજા દુઃખી જ બની છે. આત્મભોગની તાકાત; જીવનને કેટકેટલું અર્પી શકે છે. તુષાર ?'

તુષાર ધ્યાનથી સાંભળતો તો હતો જ. પણ જે રીતે એનું જીવન ઘડાએલું; જે રીતે એણે એના જીવનમાં અનુભવો ઉતાર્યા હતા એ પ્રમાણે જગદિશની વાત એના મન ઉપર જુદી રીતે અસરકારક થતી હતી એમ લાગ્યું. કારણ કે તુષાર બોલ્યો:

પંચમહાભૂતનો બનેલો માનવી છેવટે પંચમહાભૂતમાં મળી જવાનો છે. જગદિશ; તું કહે છે ત્યારે જ કેટલીક વખત હું મારૂં આ હિંસક ચક્ર અટકાવું છું. બાકી મારે તો જેમ તેમ પ્રવૃત્તિઓ છે તેમજ રહેવાની છે. મને જ્યારે લાગશે કે ચોક્કસ સમયે સમાજમાં ચોક્કસ પરિવર્તનની જરૂર છે ત્યારે મારૂં ચક્ર હું ફેળવવાનો જ! અલબત્ત હિંસા એ અહિંસાનો આખરી માર્ગ હું માનું છું ખરો. પણ અહિંસાની નૈતિક અસર માટે એટલો બધો લાંબો સમય હું રાહ જોઈ શકું એમ નથી. ખેર! એ બધી વાત તો જવા દો—જગદિશ એ તો બતાવ આજકાલ આ તારા દેશી રાજનું રાજકારણ શું છે? પ્રધાનો શું કરી રહ્યા છે? બધાય નિસ્વાર્થી છે? કે પછી તું કહે છે તેમ વૃત્તિઓના બળે તેમનામાં પણ થોડીક—બહૂ જ થોડીક નૈત્તિક શક્તિ નહિ જ હોય...અગર પ્રજાના કયા ભાગનું તેઓ બહુ ભલું કરે છે!!'

'તું બહુ વિચિત્ર વાત કરે છે.' જગદિશે કહ્યું: તુષારને. તે આગળ બોલ્યો. 'તુષાર; પ્રગતિના પંથે દોડતા દેશને હજુ અનેક વસ્તુઓની જરૂર છે. મજબૂત, સચોટ, અને અહિંસાત્મક એવી તાકાત દેશને કેળવવાની છે એવી લશ્કરી તાકાત જગતભરમાં જ્યારે ઉતરી પડશે ત્યારે આખાય જગતનો ઉદ્ધાર થઈ જશે. એક એક માનવી સંપૂર્ણ રીતે શિક્ષિત હોય ત્યારે એ માનવીને કેટલું દુઃખ હોઈ શકે? અને એના સુખની અવધી કયાં?' જગદિશે પતાવ્યું.

તુષાર બોલ્યો. 'આપણે હરરોજ ચર્ચાઓ કરીએ છીએ, હરરોજ

વાતો કરીએ છીએ. આવતા યુગની માનવ સંસ્કૃતિ વિષે...આજ ? ...જગદિશ આજ આપણે શેતરંજ રમીએ: રાજા, વઝીર, હાથી, ઘોડા અને પાયદળની બુદ્ધિભરી રમત. જરા દિલને લ્હેજત આપીએ.' તુષાર બોલ્યો,

જગદિશ હસ્યો. તુષારની વાત જાણે કબૂલ રાખતો હોય. તે ઉભો થયો. શેતરંજ અને એ બધો સામાન લેવા.

—અને તુષાર અને જગદિશ શેતરંજ ખેલવા લાગ્યા.

શેતરંજ ખેલવાની શરૂઆત કરી દીધી.

રમતમાં બન્ને ય એક ધ્યાન બનતા હતા.

એક ધ્યાન બન્યા.

●

## હિમાંશુ [૧૦]

હું પણ એક તુફાની જીવનજીવી રહેલ છું. મધ્યમ વર્ગનો એક મામૂલી માનવી એવો હું; મારૂં નામ હિમાંશું.

સરકારી ધારો હતો કે મકાન માલિક ભાડુ ન વધારી શકે છતાંય માલિકના મારા ઉપર ભાડુ વધારવાના ઓછા જુલ્મ નહોતા. મકાનના એ માલિક મને માનસિક રીતે ખૂબ વ્યથા આપતા હતા.

એમના મકાનમાં કોઈ નહોતું રહેતું—આજથી ત્રણ વર્ષ પહેલાં; ત્યારે હું ત્યાં રહેવા આવ્યો; ગરજથી મને મકાન ભાડે આપ્યું; અને યુદ્ધની મોંઘવારીના એક બ્હાને; બીજા બીજાઓ ભાડાં વધારે છે તે બ્હાને અને ત્રીજું મારો પગાર વધ્યો છે માટે મારે મકાનનું ભાડું વધારી આપવું એમ મને આ માલિકની હરરોજની હેરાનગતી હતી.

'કેમ હિંમાશું; મઝામાં તો છે ને? પગાર વધ્યો હવે કંઈ ભાડાનું વિચારજે.' મારી સાથે આમ તો પાછા મિત્ર જેવો સંબધ રાખતા આ કંજુસ મકાન માલિક મીઠી વાણીમાં આમ ઉચ્ચારે અને આગળ બોલે, 'બીજાંઓના જેવો હું નથી. બીજાંઓ તો બિચારા ભાડુઆતોને ખૂબ હેરાન કરે છે. હું તો સિધો આદમી—

અદાલતમાં મારે લાગવગ ખૂબ છે. તારા જેવો સારો ભાડવાત બીજો મને મળવાનો નથી.'

'શાબાસ.' હું મનથી વિચારતો અને મનમાં મને દર્દ પણ થતું. હું ખૂબ દુઃખીત થતો મારી પોતાની બાળકી; મારો નાનો પુત્ર અને મારી પત્ની કે હું સવાર સાંજ થઈ શેર દુધ પણ પામતા નહોતા અને અમારા મકાન માલિક અમારા ઉપર આવો જુલ્મ કરતા હતા. માનસ શાસ્ત્રીય રીતનો આવો રોજ ત્રાસ આપતા હતા. મારા શેઠે હું પૂરતું પોષણ મેળવી શકતો નથી તેમ જણાવ્યું ત્યારે મારો થોડો પગાર વધારી આપવાની હા પાડી હતી. એ વાત મેં માલિકને કહી. અને માલિકે મકાનના ભાડાનો ગેરકાયદેસર વધારો માંગ્યો.

મને ખૂબ દુઃખ થતું. ન છૂટકે હું મકાન, હું મકાન માલિકની સાથે સબંધ રાખતો હતો. મારે માટે આ હરરોજની ચિંતાની વાત હતી.

મારી પત્ની કહેતીઃ 'તમે નકામી ચિંતા કરો છો. પાંચ રૂપિયા નહોતા મળ્યા. એનું કાળજુ ઠંડુ થવા દો ને.'

'પણ શા માટે? હું મફતનો વકિલ શોધી અદાલતમાં લઢી લઈશ.' હું કહેતો.

બીજો દિવસ થાય અને મકાન માલિક મને કહે.

'મારી પાસે આજ મારી મોટરમાં પેટ્રોલ નંખાવવાના પૈસા પણ નથી!'

'તો તમે મોટર વેચી નાખો.' હું કહેતો. ડોળા કાઢતા મકાન માલિક મારા તરફ જોતા.

'હિંમાશું; અમે હોય તો મારે ભાડુ વધારે નથી જોઈતું. તું જ સુખી થા પણ જોને મકાન કેવું ગંદુ લાગે છે; એને રંગાવવું તો પડશે જ.'

'મકાન રંગાવવું જરૂરી તો છે જ.' પછી હું આમ કહેતો.

આ નવો ટેક્ષ પાછો અમારા ઉપર આવે છે.

'સરકારના બધાં કામ જ એવાં છે.'

'એમ નહિ. પણ હિંમાશું મારો વિચાર મકાન વેચી દેવાનો છે—તારે માટે તું બીજું મકાન શોધી ના લે?'

'સારૂં.' હિંમાંશું આમ જવાબ આપતો.

હિમાંશું આમ જવાબ આપતો તો પહોંચી વળતો હતો, આવા સુંદર જવાબ તે માલિકને આપી શકતો, પણ એના મન ઉપર કાયમની ચિંતા રહ્યા કરતી હતી. આ કંજુસ મૂડીવાદીઓ તરફ એને હલાહલ તિરસ્કાર હતો.

ચોમાસાના દિવસો અગાઉ મચ્છરોનો ત્રાસ ખૂબ વધી ગયો હતો. હિમાંશું બિમારીમાં સપડાઈ ગયો.

મકાન માલિક કહે છેઃ 'દવાની તું ચિંતા ન કરીશ. પૈસાની જેટલી જરૂર હશે તેટલાં હું આપીશ. ઘરેણાં—ગાંઠા આવાં વખતે કામ નહિ આવે તો કયારે આવવાના છે?'

હિમાંશુંની પત્નીના દિલમાં ક્રોધનો અગ્નિ પ્રગટી ચૂક્યો હતો. પણ એ સંયમ રાખતી હતી. કાંઈ બોલતી નહોતી. બચ્ચાં બિછાના ઉપર સૂતેલ હિમાંશુંને જોઈ રહ્યા હતા.

'મને મટી જવાનું છે, મને કાંઈ જ નથી થવાનું.'

હિમાંશુંને એક હજારનો એક વિમો હતો.

હિમાંશુંના શેઠે હિમાંશુંને પગારે કાપી લેવાની શરત પર દવા દારૂ માટે રૂપિયા બસો આપ્યા, અને હિમાંશુંએ તે ડાકતરને આપ્યા. જાહેર ઈસ્પિતાલના ડાકતર ઘેર આવી હિમાંશુંને જોઈ ગયા તેના રૂપિયા વિશ અને દવાના રૂપિયા દશ; રૂપિયા ત્રીશ પહેલે જ દિવસે બસો રૂપિયામાંથી ખર્ચ થઈ ગએલ.

મકાન માલિકે સલાહ આપી હતી કે, 'તું કોઈ વૈદ્યની દવા કર, તો મટી જશે.'

'નાહક બસો રૂપિયાનું દેવું શા માટે કર્યું ?' આગળ આમ પણ કહેતા.

ખૂબ તિરસ્કારથી ભરેલી નજરથી હિમાંશુ મકાન માલિક તરફ—એની સાથે આંખો મિલાવતો હતો. એની તબિયત બિલ્કુલ લથડી ગઈ હતી.

પત્નીની પૂરી સારવાર અને પાણી માફક પૈસા ખર્ચાયા; અને હિમાંશુની તબિયત કંઈક સુધરી ખરી. પહેલાંની માફક નાની બાળકી તથા પુત્રના મુખ ઉપર આનંદની રેખાઓ હવે જણાવા લાગી હતી.

દેવાની એક વધુ ચિંતા સહિત હિમાંશુ ફરીથી આ સમાજની અર્થ રચના અને દુનિયાના વિચિત્ર આડંબરોની સામે યુધ્ધે ચઢવા, જાણે ફરીથી જીવંત બન્યો.

'કોણ; કોણ છે, એ, કે જે અમને સુખે નથી જીવવા દેતું ?' એના અંતરનો આ એક ભયંકર અવાજ હતો.

પણ દુનિયાને એવા એક માનવીના અવાજની કોઈ પરવા જ ન હતી. અને હિમાંશુ જેવા આસપાસમાં બીજા ઘણાક જીવી રહ્યા હતા.—આ મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગનું મૃત્યુ પ્રમાણ કયાં ઓછું હતું ?

'અમને જીવવાનો અધિકાર જ નથી ?' એની પત્નીનો રણકાર છે.

'તમને જીવતાં જ નથી આવડતું.' માલિકની આ વાત છે.

પોતાના જીવનને વિચિત્રતાથી હિમાંશુ વિચારે છે.

'હું કાળા બજાર કરૂં ?' હિમાંશુમાં એક કલ્પના આવી જાય છે.

'એવી અનીતિ શા માટે?' બીજા અવાજ સાથે એ આગળ વિચારે છે, 'કાળા બજાર પણ પૈસાવાળાઓ સિવાય બીજા કોણ કરી શકે? હું તો નોકરિઆત કાળાબજાર કરવાની પણ મારી શક્તિ નથી.'

'તો મારે શું કરવું?'

'કાંઈ જ નહિ. ભગવાન જેમ રાખે તેમ જીવવું.'

આઝાદી હિમાંશું અનુભવે છે અને તે કેવી છે તે તો કોણ જાણે.

ફરીથી હિમાંશું એનું જીવન—એનું કુટુંબ જીવન આ સમાજ વચ્ચે જીવી રહેલ છે.—અને પેલા મકાન માલિક સુદ્ધાં.



## દિમાગની તસ્વીર [ ૧૧ ]

બે મિત્રો વાતો કરતા હતા.

'તમારૂં દિમાગ બરાબર લાગતું નથી.'

બીજો મિત્ર જવાબ આપે છે. 'કુટુંબના વિચારો આવે છે; નોકરીના ખ્યાલો આવે છે. ચિંતાનો કંઈ પાર નથી.

'તો એનો રસ્તો શો ?' પહેલો મિત્ર પ્રશ્ન કરે છે.

'દિમાગ પર અંકુશ. સંતોષની વૃત્તિ.'

'ખૂબ. આ જમાનામાં દિમાગ પર અંકુશ રહી શકે તેમ નથી. ચોકખું ધાન્ય ખાવા મળતું નથી. રેશનીંગ અને કાપડ પર અંકુશો છે. મૃત્યુ પામતો હિંદનો આત્મા ફરીથી સજીવન થવાનો છે...અને આવતી કાલે દિમાગ જરૂર અંકુશમાં હશે.'

'વાહ કમાલ.' બીજો મિત્ર મૌન ધારણ કરે છે.

બન્ને એકબીજાના સામું જોઈ રહ્યા છે.

'મૃત્યુ તો જરૂર આવવાનું છે તો તાકાતથી જીવી જાણવું. દિલનો અવાજ આત્માનો આનંદ છે. ખૂબ શાંતિપૂર્વક માનવીએ જીવન જીવવું જોઈએ. આજે જે કોઈ મૂશિબતો આવતી હોય તેનો હિંમતભેર માનવીએ સામનો કરવો જોઈએ. રાષ્ટ્રના વતની જીવન

ઉન્નત બનાવવા પ્રજાસત્તા હંમેશાં ચોક્કસ આદર્શો સાથેની વિચાર-સરણી ધરાવતી હોય છે.'

'આબાદ. પણ હું તમને એક વાત કહું. ખૂબ આદર્શો ધરાવતી; સમાજમાં પ્રતિષ્ઠિત એવી ઘણીય વ્યક્તિઓ; આજના આ શોષણના જમાનામાં અનીતિના આશરે કાળા બજારો ચલાવતી હોય છે. એની કોણ ના પાડી શકે તેમ છે ?'

બીજો મિત્ર ઉત્તર આપે છે. 'એની કોણ ના પાડી શકે એમ છે ? બ્રિટીશ સરકારને ચાલ્યા જવાનો પડકાર મળ્યો ત્યારપછીની આ સ્થિતિ હતી. પ્રજાસત્તા અમલમાં આવી અને, અને આ બધાં હવે સ્થિર બનતાં જાય છે, અને અંતરથી આ શ્રીમંતો મહાસભાના આંદોલનોને આવકારતાં પણ નથી.'

'અદ્ભૂત !' બીજો મિત્ર આશ્ચર્ય બતાવે છે.

તે આગળ બોલે છે. 'રંજ છે આજની દુનિયાને કે એ એક આત્મભોગનો અચ્છો ઇતિહાસ રચી રહી છે !'

'મિત્ર; આપણે આને માટે કંઈક કરવું જોઈએ.'

'શું કરીશું ? વર્તમાનપત્રમાં તંત્રીશ્રીને એક ચર્ચાપત્ર લખીશું ? અને તંત્રીશ્રી લોકમાનસને અનુસરશે ? અને પછી પ્રજા સુખી થઈ જશે ખરૂં ને ?'

'એમ નહિ. હિંદી સરકારના વડાઓને આપણે દોરવણી આપીએ !'

'એ બરાબર છે !' બીજો મિત્ર કહે છે.

'અને આપણે કહીશું તેમ એ માનશે જ ને ?' શંકા દર્શાવતાં એક મિત્ર કહે છે.

'જરૂર. કેમ નહિ ?' બીજો મિત્ર પણ શંકા દર્શાવે છે.

'હકુમતે આરઝુ હિંદી સરકારને નમ્ર વિનંતિ સહિત દેશના તમામ ઉદ્યોગોનું રાષ્ટ્રિકરણ કરવાનું આપણે તારથી એકદમ સૂચવી દઈએ.' મિત્ર કહે છે !

'હિંદી સરકાર ઉદ્યોગોનું રાષ્ટ્રિકરણ કરનાર તો છે જ.'

'તો પછી ?'

'તો પછી ?'

'અર્થશાસ્ત્ર ઉપરના ખૂબ પુસ્તકો લખાવે. હિંદના અર્થશાસ્ત્ર ઉપર હિંદનો એક એક માનવી સમજી શકે તેવી રીતે. અને એ રીતે હિંદનું અર્થ—ધોરણ કેમ સુધારવું એના ખ્યાલો પ્રાપ્ત કરે.'

'પત્રમાં આ વસ્તુ આપણે લખી શકીશું.'

અને પુનાના વાયુશાસ્ત્રીઓને આકાશની આબોહવા ઉપર અંકુશ રાખવાના સૂચન સહિત દેશભરમાં દરેક વર્ષે ૬૦ લાખ ટન અનાજની ખોટ પડે તેમ છે તે અંગે ઝડપી રીતે દર વર્ષે દેશ ૬૦ લાખ ટન અનાજનું વિશેષ ઉત્પાદન કરવા અંગે સંપૂર્ણ વૈજ્ઞાનિક શક્તિઓ સહિત હરેક જગતના તાતને મદદ કરે. યંત્રયુગની શક્તિઓ ઊપર અગર ગમે તેમ કરીને.'

'પછી ?'

'હિંદે આઝાદી પ્રાપ્ત કરી છે. હિંદ—આર્થિક રીતે હંમેશા હવે ઉન્નતિ જ પ્રાપ્ત કરનાર છે. ત્યારે આપણા શહેરમાં એક ઉત્તમ મ્યુઝીયમ બનાવવું !'

'અસંગત વિચારસરણી ?' બીજા મિત્રને પહેલો મિત્ર આમ કહે છે.

'પત્રમાં બીજું શું લખીશું ?'

'અમે રૂબરૂ મળવા આવીએ છીએ તેમ ને !'

'રૂબરૂમાં આપણે શી વાત કરીશું ?'

'એશિયાના હિતની; કે મુંબઈના કોમી રમખાણની ?'

'એશિયામાં વાણીસ્વાતંત્ર્યની; એશિયાના જ આર્થિક પ્રશ્નોની; એશિયામાં જ એશિયાનાં આર્થિક અર્થશાસ્ત્રો...પણ હા ! બ્રિટીશ અને અમેરિકાના એશિયાના હિતો ઓછા નથી. એશિયામાં તેઓના હિતોને સંભાળપૂર્વક સમાલી હિંદી સરકાર બ્રિટીશ તથા અમેરિકી પ્રજા સાથે સહાનુભૂતિથી કામ લે !'

'અદ્દભૂત.' બીજો મિત્ર કહે છે.

'કેમ ? ખરી વાત છે. ઈંગ્લેંડની પ્રજા ઈંગ્લેન્ડ ખાલી કરી રહી છે. સંસ્થાનોમાં એ તેની મૂડી, તેનું સ્થાન પ્રતિષ્ઠિત કરવાની શરૂઆત કરી ચૂકેલ છે. ઈંગ્લેન્ડની પ્રજા ખૂબ કંટાળી ગઈ છે, કોણ જાણે કેટલાય કારણોસર.'

'એટલે તમારી કહેવાની મતલબ શી છે ?' હિંદી સરકાર પ્રશ્ન કરશે તો ?' બીજો મિત્ર પહેલા મિત્રને આવી રીતે પૂછે છે.

હિંદી સરકારને હું જવાબ આપીશ કે આપણે પશ્ચિમની પ્રજા સાથે મિત્રતાથી વર્તવાનું છે. હિંદની આબાદી તેઓ હિંદમાં જરૂર ઇચ્છશે...'

'પણ આજે તો આપણે બન્નેય અહીં બેઠા છીએ. ચા–પાણીના તો ખિસ્સામાં પૈસા નથી. ત્યાં તાર કયાંથી થશે ? પ્રિયતમાને કાગળ લખવા માટે, આજ સિગારેટ નથી પીધી, અને તેના બચત પૈસામાંથી પોસ્ટની ટિકિટ ખરીદી. પ્રિયતમને કાગળ લખવાનો છે.'

વિદ્યાપીઠના આ બે મિત્રો બગિચામાં ગુલાબની વનરાજી નજીક બેઠા હતા. તેઓ એમના દિમાગની તસ્વીરથી આમ વાતો કરતા હતા.

'આ ગુલાબનું ફૂલ કેટલું સુંદર છે ?'

'ખૂબ.'

'એવી હિંદની ખેતીવાડી દીપી ઉઠશે ખરી ? એટલી સુગંધીત બનશે ખરી.'

'વાહ, કેમ નહિ ?' બીજો મિત્ર કહે છે.

'પેલો વધારો આવ્યો; 'મહાસભા' ખરિદવાના પૈસા છે ?' એક યુવાન બીજા યુવાનને પ્રશ્ન કરે છે.

'નથી.'

'તો એ ઉધાર નહિ આપે.'

'છે. છે.' બીજો મિત્ર પોતાના ખિસ્સા તપાસતો હતો. તેણે એકદમ ઝડપથી આનો, એક છાપાવાળાને બૂમ પાડી; નજીક બોલાવી; આપતા; વધારો ખરીદતા આમ ઉચ્ચાર્યું.

આ વખતે પ્રથમ મિત્ર બગિચાના ફુવારા તરફ દૃષ્ટિ ફેંકી રહેલ હતો.

હિંદી સરકારના હિંદી નેતાઓના નિવેદનો વાંચવામાં બન્ને મશગુલ બન્યા.

'આ કાગળ શેમાંથી બનતો હશે ?' એક મિત્ર બીજા મિત્રને થોડીવાર પછીથી પૂછે છે.

'આ વધારો કેવી રીતે છપાતો હશે એમ પૂછવાની જરૂર છે.'

'કાગળ કેવી રીતે બને છે એ તમે જાણો છો ખરા ?'

'હા જી.' દ્વિતીય મિત્ર આમ જવાબ આપે છે.

'અને આપણે એમ મોટું છાપખાનું શરૂ કરીએ અને હિંદી સરકારને પછી ધમધમાવીએ.'

'અયોગ્ય નીતિ, હમણાં તો રૂબરૂ મળી હિંદી સરકારને આપણે દોરવણી આપવાનું...'

'ઠીક જવા દો ત્યારે.'

'અરે દોસ્ત. પહેલાં અત્યારે આ ભણવાનું તો પૂરૂં કરીએ.'

'આજનું ભણતર નકામું છે.' એક મિત્રે કહ્યું. બીજો મિત્ર સાંભળે છે.

'આજે ભણતર કેવું હોવું જોઈએ; એ તમે જાણો છો ?'

'હિંદી સરકારને આપણે એ અંગે વિગતવાર જણાવીએ તો ?'

'તો પણ; ના. ના. આપણે રૂબરૂ જઈશું. અને મહાભારતના સમયની હસ્તિનાપુરની–દિલ્હી શહેરની મુલાકાતથી આપણને ખૂબ આનંદ પણ થશે.

'ખૂબ જાણવાનું પણ મળશે.'

'અને બીજું ઘણું ય.'

'અરે; કદાચ પરીક્ષાનું પરિણામ આવે તે પહેલાં હિંદી સરકાર આપણને ત્યાં નોકરીએ રાખી લેશે.'

'અરે; તેઓના સલાહકાર તરિકે નીમે તો પણ ઓછું છે !'

'હિંદી સરકાર આપણને એક આવો વધારો કાઢવાની પરવાનગી આપશે તો; બધાં હિંદી સરકારના અમલદારો માટે આપણે એક રોજ સલાહકાર—પત્ર દરરોજ બહાર પાડીએ તો.'

'કેવાં ઉત્તમ આપણા દિમાગ છે; નહિ ?'

'જરૂર,' બીજો મિત્ર પહેલા મિત્રને આ મુજબ જવાબ આપે છે.

'આપણા જેવા દિમાગ દરેકના હશે ખરાં ?'

'ભણીને બહાર આવતો યુવાન હમેંશા આવી મહત્વાકાંક્ષાઓ ધરાવતો હોય છે.' મિત્રે જણાવ્યું.

'હવે આપણે ઘેર જઈશું ? સાંજ પડવા આવી. આજ શહેરમાં તોફાનની હવા છે.'

'પણ મને ખાનગી ખબર મળી છે, તોફાન થવાનું નથી.'

'તો પણ આપણે ઘર તરફ જઈએ.'

'ભલે.'

બન્ને મિત્રો ઘર તરફ ચાલી નીકળ્યા.'

બન્નેએ ઇસ્ત્રીબંધ કપડા પહેર્યાં હતાં.



## મેડમ ક્યુરી [ ૧૨ ]

નિરાશાનું સર્જન અદ્દભૂત હોય છે. નિરાશા માનવીને પ્રેરણા આપી શકે છે. નિરાશા ન આવે તો માનવી પોતાનું જીવન ઘડતર કરી જ ન શકે.

એક રૂપથી ભરેલી બાવીસ ત્રેવીશ વર્ષની ગૌરાંગના પેરિસ વિદ્યાપીઠમાં વિજ્ઞાનનું શિક્ષણ પ્રાપ્ત કરવા આવી હતી. એનામાં ખૂબ સ્વભાન હતું. ખૂબ ચાતૂર્ય હતું. તે ખૂબ બુદ્ધિશાળી હતી. વિદ્યાપીઠના વર્ગમાં અભ્યાસ માટેની તેણીની એકાગ્રતા ખરેખર અદ્દભૂત હતી. પદાર્થ વિજ્ઞાન—Physics ના અભ્યાસ પાછળનાં સખ્ત વાંચનના કારણે તે વર્ગમાં બેભાન પણ બની જતી—મતલબ કે વિજ્ઞાનના અભ્યાસ પાછળ તે તનતોડ મહેનત કરતી હતી. શિક્ષણ પ્રાપ્ત કરવાને માટે તે સર્વ કાંઈ સહન કરવા તૈયાર હતી.

આ ગૌરાંગનાનું નામ પાછળથી મેડમ ક્યુરી. વિશ્વ વિખ્યાત અને માનવીને ઉપયોગી એવી માનવતાભરી ' રેડીયમ 'ની શોધ પોતાના પતિ—પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રીના સહકાર સાથે અનેક મૂશિબતો; ખૂબ જ ખંતપૂર્વક; અને લાંબા સમયે તેણે કરી હતી.

' હું તને પદાર્થ વિજ્ઞાનના એક મહાઅનુભવી એવા મારા મિત્રની પ્રયોગશાળામાં રજાઓના સમયે શિખવાને માટેની વ્યવસ્થા

કરી રાખીશ.' પાછળથી મીસીસ કયુરીને—આ ગૌરાંગનાને પેરીસ વિદ્યાપીઠના પદાર્થ વિજ્ઞાનના અધ્યાપકે કહ્યું.

સૌ મૌજ ઉડાવતાં હતા. રજાઓનો આનંદ મેળવતા હતા. ત્યારે—

'મેં તમને જે વિદ્યાર્થીની માટેની વાત કહી હતી તે ગૌરાંગના—તેજસ્વી યુવતી તે આ—શ્રીમતી.' પ્રો. કયરી સાથે વિદ્યાપીઠના અધ્યાપક રંજનના મેળાવડામાં આ ગૌરાંગનાની ઓળખાણ કરાવે છે.

પ્રો. કયુરીની સાથે આ યુવતી વિજ્ઞાનના પ્રયોગોમાં સહકાર સાથે અભ્યાસ શરૂ કરે છે.

પરીક્ષા આપે છે.

આ યુવતીને માનદ્ ઉપાધિ મળે છે.

પ્રો. કયુરીની સાથે આ યુવતી પ્રો. કયુરીના વતન જાય છે.

પ્રો. કયુરી લગ્નની માગણી કરી છે.

અને આ બન્ને નવયુવાનો—લગ્ન કરે છે.

લગ્ન કરીને તેઓ મધુ—રજનીની મૌજ ઉડાવવા ઉપડી જાય છે.

—બન્ને વિદ્વાન હતા. બન્ને વિજ્ઞાનના શોખીન હતા. બેસી રહેવું કોઈને ય પાલવે તેમ નહોતું.

પ્રયોગશાળાના એક વિભાગમાં તેઓ પોતાની શોધખોળો પાછળ સમય વ્યતિત કરી રહ્યા હતા.

એક વિજ્ઞાનીએ તેઓને પત્થરમાં રહેલી કોઈ અદૃશ્ય શક્તિના દર્શન કરાવ્યા. સૂર્યના કિરણો પત્થરને ભેદી શકે છે એની એ વિજ્ઞાનીએ આ નવયુવાનોને પોતાની શોધથી ખાત્રી કરાવી અપાવી. પ્રો. અને

મીસીસ કયુરી—બન્ને ખૂબ આશ્ચર્ય પામ્યાં. મીસીસ કયુરી એક પત્થરના ટૂકડાને આશ્ચર્યપૂર્વક જોઈ રહી હતી.

પત્થરના ટૂકડામાં એવું શું હશે ?

—કયા પ્રદેશનો—કયાંના—આ પત્થરમાં શું શું છે ?

પ્રોફેસર કયુરી અને મીસીસ કયુરીએ પોતાનું સર્વસ્વ—પોતાની સર્વ વિદ્યા આ પત્થર પર કેન્દ્રિત કરી. પોતાના વૈજ્ઞાનિક પ્રયોગો પોતાની પ્રયોગશાળામાં તેઓએ શરૂ કરી દીધા.

'આપણને સફળતા મળશે ?' ગૌરાંગના પૂછે છે.

'પત્થરના પૃથક્કરણમાં કશું જ અઘરૂં નથી.' અઢારમી સદીના આખરના વર્ષો અને ઓગણીસમી સદીના શરૂઆતના દિવસો એ આ વૈજ્ઞાનિકોના હતા.

'આપણા પ્રયોગમાં આપણે નિશ્ચિત પાર ઊતરીશું.' ગૌરંગના અને પ્રો. કયુરી આમ માની લે છે.

પત્થરનું પૃથક્કરણ પુરૂં થાય છે. પત્થરમાં રહેલાં તત્ત્વોને જુદા જુદા તત્ત્વો મેળવી લઈ તેઓની 'એટમ્,' શક્તિનું જુદું જુદું માપ કાઢવામાં આવે છે.

પદાર્થ વિજ્ઞાનના આંકડાઓની રમત શરૂ થાય છે.

એટમ્ શક્તિના મેળવેલા જુદા જુદા આંકડાઓ—પત્થરમાં રહેલા જુદા જુદા તત્ત્વો—એ બધાંની પાછળ બન્ને પોતાની તમામ બૌદ્ધિક તાકાત અજમાવે છે. મીસીસ કયુરીને લાગે છે કે પોતે એક શોધ કરી છે.

અને આ ગૌરાંગના અને પ્રોફેસર કયુરી સેનેટરી સમક્ષ પોતાના પ્રશ્ન રજુ કરે છે. મોટા પાયા ઉપર પ્રયોગશાળાની સગવડતા કરી આપવામાં આવે તો પોતે 'રેડીયમ્'—એક એવી નવીન ધાતુની

શોધ કરી આપી શકે એમ છે કે જે માનવ કલ્યાણના માટે—માનવતાના માટે ખૂબ ઉપયોગી છે.

'તમને ખાત્રી છે કે આ શોધમાં વિજયી નીવડશો ? કેટલા સમયમાં તમારી શોધ પુરી થશે ?'

'મારી દેવીના કહેવા પ્રમાણે સપ્ટેમ્બરની આખર સુધીમાં. પ્રોફેસર કયુરી સેનેટરો સમક્ષ જાહેર કરે છે.'

સેનેટરો—વિદ્યાપીઠના ધુરંધરોને વિશ્વાસ બેસતો નથી. ગૌરાંગના પોતાના પતિને બેસી જવા માટેની સુચના કરે છે.

થોડી ચર્ચા થાય છે.

—એક તૂટેલી; ઉનાળામાં સખ્ત તાપ પડે તેવી; ચોમાસામાં વરસાદના પાણીથી ગંદકી ઉત્પન્ન કરે તેવી રળિયામણી એવી એક જગ્યા પ્રોફેસર કયુરી અને મીસીસ કયુરીને મળી. પોતાની શોધખોળ માટે.—રેડીયમની શોધખોળ માટે.

મૂશિબતભર્યા એવા અનેક પ્રયોગો શરૂ થયા.

પ્રોફેસર કયુરી અને મીસીસ કયુરીએ બન્ને યુવાનોએ પોતાની શોધખોળ માટે મૂશિબતો સાથે રેડીયમની શોધ માટેના પ્રયોગો શરૂ કરી દીધા.

કોઈ નોકર નહિ.

પ્રોફેસર કયુરીને એ ચોક્કસ પ્રકારના પત્થરોના થેલા એક મજુરની માફક ઉચકી, ઉચકીને ભઠ્ઠા ઉપરના તાવડામાં રસાયણ બનાવવા ઓગાળવા માટે નાખવા પડયા. સખ્ત તાપમાં અગ્નિ નજીક ઉભા રહ્યા; જબરજસ્ત તવેથા વડે, એ તાવડામાંના રસાયણોને તેઓ એક કરવા લાગ્યા.

મૂશિબતોનો કોઈ જ પાર નહોતો.

વિજયની શ્રદ્ધા સાથે ઘેલછાભર્યું કામ શરૂ થયું.

વરસાદની મોસમ આવે તે અગાઉ આ પ્રયોગશાળાના છાપરી સંચારવાનું કામ પણ તેઓએ પુરૂં કર્યું.

પ્રયોગો પુરા થયા.

એમાં નિષ્ફળતા મળી.

ફરીથી પ્રયોગ શરૂ થયો.

ફરીથી નિષ્ફળતા મળી.

છેલ્લા રસાયણનું crystallisation—સ્ફટિકદર્શક રવરૂપ પ્રાપ્ત કરવા માટે લાઈનબંધ અનેક સંખ્યામાં થાળી—વાટિકાઓ ગોઠવવામાં આવી. સૂર્યના કિરણો સાથે સ્ફટિકદર્શન—ક્રિસ્ટલાઈઝેશન શરૂ થયું.

નિષ્ફળતા.

પાંચ હજાર છસો છોંતેર વખત, સૂર્યકિરણો મારફતે—ક્રિસ્ટલાઈઝેશન—અને, રી—ક્રિસ્ટલાઈઝેશન—એમ નિરાશામાં આશા સાથે તેઓ આગળ વધતા હતા.

છેલ્લી ઘડી આવી.

'સિત્તોતેરમી વખતે 'રેડિયમ'ની તેઓને પ્રાપ્તિ થઈ.'

અનેક મૂશિબતો પછી.

વિશ્વાસ અને અભ્યાસના કારણે.

વર્તમાનપત્રોએ તેઓ બન્નેનું બહુ માન કર્યું. પાંચ પાંચ વર્ષોના પ્રયોગશાળાઓના કંટાળાભર્યા જીવનમાંથી તેઓ આનંદ પ્રાપ્ત કરવા દૂર ગામડા તરફ રહેવા ગયા.

વર્તમાનપત્રના ખબરપત્રીએ ત્યાં પણ તેઓની ખબર લીધી.

મીસીસ કયુરી બે બાળકોની માતા પણ બની.

ઘણો સમય વ્યતિત થઈ ગયો.

સંસારના સુખો પ્રાપ્ત કરવા—ગૃહસ્થાશ્રમ જીવનમાં જાણે પ્રવેશતા હોય તેમ મીસીસ કયુરી એક દિવસે સુંદર વસ્ત્રોમાં પરિધાન થઈ હતી.

'મને આ વસ્ત્રો કેવાં લાગે છે?' મીસીસ કયુરી પૂછે છે.

'ઉત્તમ શરીર ઉપર દાગીના નથી. દાગીના હોય તો ઉત્તમ લાગે.' અને પ્રોફેસર કયુરી બજારમાં મીસીસ કયુરી—આ ગૌરાંગના માટે એરીંગ ખરીદવા જાય છે.

મુખને સુશોભિત—સુંદર બનાવે તેવા; મુખના રંગ અને ચહેરાને વધુ સુંદર બનાવે તેવા earings—આ પદાર્થ વિજ્ઞાનના મહા—અધ્યાપકે ખરીદ્યાં.

મસ્ગુલ બનીને આ પ્રેમી પ્રો. કયુરી પોતાને રહેઠાણે ઝડપભેર જઈ રહેલ છે.

ગાડીઓની ધમાધમ ખૂબ છે.

એક ઘોડાગાડી—અને પ્રોફેસર કયુરી એ ઘોડાગાડીમાં ઝડપાઈ જાય છે.

પ્રોફેસર કયુરીનું અવશાન થાય છે.

હવે મેડમ કયુરી. ભાન ભૂલી જાય છે. એકાગ્ર—સ્તબ્ધ બની જાય છે.—જાણે કે કારૂણ્યની દેવી.

સૌ આશ્વાસનો આપે છે. આશ્વાસનોનો કાંઈ જ અર્થ નથી. —વર્ષો વહી જાય છે.

દેશની વિદ્યાપીઠ તરફથી મેડમ કયુરીનું બહુમાન થાય છે. રેડીયમના શોધક તરિકે.

મેડમ ક્યુરી કહે છે. 'નિરાશાનું કોઈ નામ ન લેતા.'

વિજ્ઞાનની શક્તિ અપાર છે. અશક્ય કાંઈ જ નથી. તનતોડ મહેનત કરી દુનિયામાં જે કાંઈ છે તેની શોધ કરો. માનવતાને ઉપયોગી થાય તેવું કંઈક શોધો. હિંમત ન હારો. આગળ વધો. દુનિયામાં રહેલી અદ્રશ્ય વસ્તુઓની તપાસ હાથ ધરો.

તાળીઓના ગડગડાટ સાથે સૌએ મેડમ ક્યુરીના શબ્દોને વધાવી લીધા.*

* એમ. જી. એમ. ના 'મેડમ ક્યુરી' નામના ચિત્ર પરથી —એક સત્ય વાર્તા.



**શેઠની** મોટરમાં બેસવાનો આનંદ અવર્ણનીય છે. પેકાર્ડ; નવી ટોરપીડો; શેવરોલેટ; અને આરામની ફોર્ડ; આ બધું લાખ રૂપિયાના શેઠની વાત છે અને તેઓની મોટરમાં બેસવાનો આનંદ નોકરના સ્વરૂપમાં; દિલમાં; અને દિમાગમાં એક અનેરો એવો ફેરફાર લાવી દે છે.

શેઠ શેઠની મોટરમાં હરરોજ બેસતાં હોય છે. નોકર તે નોકર અને નોકરના દિમાગમાં શેઠ ·નોકરને પોતાની મોટરમાં બેસાડી દારૂ પાય છે અને પછી નોકર તે શેઠનો માણસ; વિશ્વાસુ નોકર અને છેલ્લે છેલ્લે, પચીશ રૂપિયાનો એ શેઠનો નોકર જ હોય છે.

શેઠની હાજરીમાં નોકરનું સ્વમાન, શેઠની આગળ નમ્રતામાં ફેરવાઈ જાય છે. અને નોકર શેઠનો માણસ બની જાય છે.

નોકર નોકરી કર્યા વગર એના પેટનો ખાડો પૂરી શકે .તેવી હાલતમાં નથી. ઘણીય વખત શેઠના હુકમથી નોકરને શેઠ આગળ ખૂબ લાચારીમાં ન છૂટકે મૂકાઈ જવું પડે છે. શેઠ ત્યારે નોકરની દિલગીરીનો લાભ પોતાના આવેશમાં પ્રગટ કરી નોકરની દિમાગ શક્તિને હિંચોળે છે. અને નોકર પોતાના ગુન્હાની જાહેરાત કરે છે.

નોકર શેઠના જેવી મોટર લાવવાની કલ્પના કરે છે ખરો?

—કે નોકર ગાંધી-વાદી છે?

ગાંધી યુગનો માનવી મોટરમાં ફરી શકે તેવી છૂટ છે.

શેઠ નોકરને એની શક્તિ અનુસાર નાણા પગાર આપતો હોય છે.

નોકર કલ્પના કરે છે.

'મારો પગાર ક્યારે વધશે? આવતે વર્ષે બે રૂપિયા જરૂર પગાર વધવાનો; અને એ બે રૂપિયાનો ઉપયોગ મારે; શું કરવો તે પણ નોકર નક્કી કરી નાખે છે. હું બંગલો ક્યારે બંધાવીશ? વીશ વર્ષની મારી નોકરી થાય ત્યારે પણ વર્ષે બસો રૂપિયા બચાવું તો પણ વીશ વર્ષે મારી પાસે ચાર હજાર રૂપિયા થાય તો પછી હું લાખોપતિ ક્યારે બનીશ?'

નોકરનું દિમાગ આગળ વધે છે.

'નોકરીમાં કાંઈ મઝા નથી વેપાર કરવા માટે પૈસા નથી. શેઠની નોકરી કર્યા વગર છૂટકો નથી. અને શેઠની નોકરી કર્યા કરીશું ત્યાં સુધી શેઠના જેવી રોલ્સરોઈસની મોટર આપણે લાવી શકવાના નથી.'

'શેઠ ભલા છે. ખૂબ ભલા ભોળા, બેસતા વર્ષે દિવાળીની બોણીમાં શેઠે મને સવા રૂપિયો આપ્યો.'

'શેઠ અદ્‌ભૂત છે. મોટાની સાથે બાથ ન ભીડાય, શેઠના જેવા ઉજળા બાસ્તા જેવા કપડા વળી આપણે ક્યારે પહેરી શકવાના હતા?'

બે નોકર વાતો કરે છે.

'શેઠ સાહેબનો આજે મિજાજ ઠેકાણે નથી.'

'તો અહીં કયા 'જોઈને' એમની પરવા છે!'

'નોકરીમાંથી રજા આપશે.'

'ના. ના. એમ તો શેઠ આપણા ઉપર રહેમ નજર રાખે છે.'

'અરે યાર; આ પગાર આવે ત્યારે બુટ; કોટ; અને ઘેર શેતરંજી તથા પિત્તળની ગોળી લાવવી છે.'

'અરે યાર; હું તો દોરી લોટો લઈને આવેલો; આ શેઠની જ કૃપાથી આજ શહેરમાં દશ હજારનું મકાન લીધું છે. અને બૈરી લાવવામાં રૂપિયા ત્રણ હજાર થયા તે શેઠે માંડી વાળવાની શરતે આપેલા છે.'

'શેઠ ખૂબ ઉસ્તાદ છે હોં. વિશ્વાસને લાયક જરાય નહિ. ત્રણ હજારનું દેવું શેઠનું કર્યું તો તારૂં દશ હજારનું મકાન શેઠને અદાલતમાં સોંપવું પડશે.'

'અબે; જા રે જા.'

ઠેર ઠેર નોકરો પોતાના શેઠ અંગે આવી વાતો કરતા હતા. મોટામાં મોટા ઓફિસરથી માંડી નાનામાં નાના પટાવાળા સહિત.

પણ શેઠને નોકરની પરવા હોતી નથી.

'મુનીમ; આને રજા આપો.'

'મેનેજર; તમે આવતી કાલથી આવશો નહિ; તમારૂં કામ નથી.'

'—શું કહ્યું? શું કહ્યું: તમે નહિ આવો તો આમારી કંપની દેવામાં નહિ ફૂંકે.'

'જાહેર ખબર આપો. જોઈએ તેટલા નોકર.'

અને શેઠ કોઈ બાહોશ અને બુદ્ધિશાળી યુવાનને કહે છે.

'નોકરી શું કરો છો? કંઈ વેપાર–રોજગારમાં પડો. પૈસાની ચિંતા ન કરશો. નોકરી તો કનિષ્ટ છે, તમે જાણો છો ને? ઉત્તમ ખેતી; મધ્યમ વેપાર; શું સમજ્યા? જાવ, જાવ.'

શેઠનું દિમાગ નોકરની નજરમાં હમેંશા વિચિત્ર દેખાય છે. ઘડીકમાં ગુસ્સે થતાં અને ઘડીકમાં પ્રેમ બતાવતાં શેઠ અને નોકરના સબંધો યુગબળના સબંધો છે. શેઠને નોકર વગર ન ચાલે નોકરને શેઠ વગર ન ચાલે.

શેઠ નોકરના ભગવાન તો નથી ને?

ભગવાન તો શેઠ અને નોકરના એક છે.

—મોટરમાં શેઠ આગળ બેઠેલા છે. નોકર પાછલી બેઠકમાં બેઠેલ છે. શેઠ મોટર ચલાવે છે. ડ્રાઈવરને પાછલી બેઠકમાં બેસાડેલ છે.

શેઠનો નોકર ડ્રાઈવર, ઉપર મુજબની કલ્પનાઓ કરી જાય છે.

'વાહ શેઠ વાહ. તારા શોખને બી લાખ લાખ મુબારક.'

શેઠ અને નોકરની મોટર પૂમ્ પૂમ્ કરતી; ઝડપે આગળ વધી રહેલ છે.



એક યુવક અને એક યુવતી એક બીજાને ચાહતા હતા.

બન્ને સાથે અભ્યાસ કરતા હતા.

સંજોગોવશાત્ યુવતીએ અભ્યાસ મૂકી દીધો.

યુવક હજુય આગળ અભ્યાસ કરે છે.

બન્નેનો પ્રેમ હજુય એવોને એવો છે.

'આપણે લગ્ન ક્યારે કરીશું?' યુવતીની શ્રદ્ધા ખૂટી હશે, તે યુવકને પ્રશ્ન કરે છે.

'આપણે લગ્ન કરીએ તો તને કોઈ વઢશે તો નહિને?'

'અત્યારે આવો પ્રશ્ન હવે કેમ કરો છો!' યુવતી સ્હેજ નિરાશ થતાં આવું બોલે છે.

'એમ નહિ. મારો કહેવાનો ભાવાર્થ જુદો છે. તારા માતા પિતા; તારા સગા વ્હાલા; સૌની રજા લીધા પછી જ આપણે બન્ને એક બીજાને ચાહીએ છીએ.' યુવતીએ કહ્યું.

'પણ સમાજમાં લગ્ન કરીને આપણે સુખે રહેવાનું છે. તું રખે ભૂલતી કે હું તને ભૂલું. તું મ્હારી છે.'

'હું પણ સમજું છું કે આપણો પ્રેમ અમર છે' યુવતીએ કહ્યું.

'તો પછી ?'

'મારી શ્રદ્ધા ડગમગે છે.' યુવતીએ સ્પષ્ટતા કરી.

'તું ગાંડી છે. હું મૂર્ખ નથી.' યુવક જવાબ આપે છે.

યુવતી શ્રદ્ધાપૂર્વક આ યુવક સાથે લગ્ન કરવા હજીય રાહ જુએ છે.

બન્ને આંતર જ્ઞાતીય છે. બન્નેમાં ઉચ્ચ સંસ્કારો છે. બન્ને તેજસ્વી છે.

યુવકનો અભ્યાસ આગળ ચાલુ જ છે.

કોલેજમાં યુવકને નવી જ યુવતી સાથે દોસ્તી થાય છે. આ યુવતીનું સંગિત ખૂબ સરસ હતું.

'મને તમારો અભિનય ખૂબ ગમે છે.' નવો સબંધ પૂકારે છે.

'મને તમારૂં સંગિત ખૂબ ગમે છે.' નવા સબંધે યુવક જાહેર કરે છે.

યુવકના દિલમાં કંઈક વેદના પણ જણાય છે.

'આપણે લગ્ન કરીશું ?'

'જરૂર.' યુવક આ સંગિત સામ્રાજ્ઞિને જણાવે છે.

બન્ને સાથે સિનેમા; બાગ, અને હોટલમાં ફરે છે.

બન્ને સાથે પત્તા ખેલે છે, બેડમિંગટન રમે છે; અને બન્ને સાથે મુસાફરીઓ પણ કરે છે.

પેલી યુવતીની જાણમાં આ વાત આવે છે.

તે આત્મઘાત કરે છે.

આ યુવકને તેની ખબર પડે છે.

આ સંગિત સામ્રાજ્ઞિને આ યુવકની આ વાત કોઈક જણાવે છે.

સંગિત સામ્રાજ્ઞિ યુવકને પૂછે છે.

'તમે એને ચાહતા હતા ?'

'આવતી કાલે હું તેનો જવાબ આપીશ.' યુવક ચાલ્યો જાય છે.

બીજે દિવસે આ યુવક આત્મઘાત કરવાના વિચારમાં પડે છે. આ યુવક આત્મઘાત કરે છે.

'આ તે પ્રેમ શી રીતે કહેવાય ?' પેલી સંગિત સામ્રાજ્ઞિ ઉચ્ચારે છે.

'નીતિને આમાં ક્યાં મર્યાદા હતી ?' તે આમ આગળ વિચારે છે.

અને આ યુવતી પણ આત્મઘાત કરે છે.

પોલીશ તપાશ કરે છે અને એક ચિઠ્ઠી મળી આવે છે.

'કોઈ પ્રેમ કરશો નહિ. પ્રેમ લગ્નમાં પાપ સમાયેલું હોય એવું મને જણાયું છે; અગર પ્રેમ લગ્નને કોઈ સમજતું નથી એમ હું માનું છું. મેં મારી જાતનું ખૂન કર્યું છે કારણ કે પ્રેમ કરવાનો મને અધિકાર નહોતો અને મેં પ્રેમનો અનુભવ કર્યો. હું ફરીથી જણાવું છું, પ્રેમમાં પાપ સમાયેલું છે—કોઈ પ્રેમ કરશો નહિ.'

પોલીશ ઈન્સપેકટર વિચારી જાય છે: 'વિચિત્ર નહિ તો.'



## પૈસા વગરની ગરીબી [ ૧૫ ]

**ગરીબીના** અનેક પ્રકાર હોય છે. દૌલતમાંના દિલ હલકાં હોય તો તે બધાં પણ ગરીબ જેવાં છે.

આ તો એક સાચા ગરીબની વાત છે.

જે મહા મૂશિબતે પોતાના કુટુંબનું પુરૂં કરતો હતો.

ખૂબ દુઃખી હતો.

પીવા એને કદી દૂધ નહોતું મળતું. એને ખાતર એના કુટુંબીઓ શાક પણ એક ટંકે ભાગ્યે પામતા.

એવા આ ગરીબની વાત છે.

એની માતા બિમાર હતી.

એની પત્ની બિમાર હતી.

એની બહેન પણ બિમાર હતી.

એનો ભાઈ પણ બિમાર હતો—નાનો બટૂકડો એક એનો ભાઈ પણ...

દવાના એની પાસે પૈસા નહોતા. જેની પાસે પૈસા ન હોય તેના ઉપર દાક્તરો બહુ રહમ રાખતા ન હતા. ઈસ્પિતાલોમાં બધેય ખાટલા ભરેલાં હતાં. લાગવગ વગર કોઈ જ આ બધાની દવા કરવા તૈયાર થાય તેમ ન હતું.

ટાઢિયા તાવમાંથી સૌ બિમાર બન્યા હતા. અને મેલેરીયાની અસરના કારણે એ બધાના લોહીનું પાણી બની રહ્યું હતું.

પાણી. સાચે સાચે લોહીનું પાણી—એનીમીયા.

આ એક સાચો ગરીબ એના શેઠની આગળ ઉભો હતો. દયા યાચવા—પૈસાની મદદ માગવા. દિલાવર દિલના શેઠે એને ધર્માદા થોડા રૂપિયા આપવાની હા પાડી હતી.

એ ગરીબ વિચારે છે: 'અમે બધા ગરીબ શા માટે? અમારાં બધાની આ દશા આજ શા માટે? સૌ, આજ, મારે ત્યાં બિમાર શા માટે?'

'ગરીબીની કારણે તો હરગીઝ નહિ. સમાજના ધનપતિઓનું બંધારણ એવું કઢંગુ છે કે જેના કારણે જનતા પિડાઈ રહી છે; અને ગુલામ પ્રજાએ આઝાદીનો શ્વાસ પણ હજુ લીધો નથી. ધનપતિઓ તો બ્રિટીશરોના ગુલામ હતા—પણ બ્રિટીશરોએ—હા. જરૂર. બ્રિટીશરોએ, અમારા—મારા—આ કુટુંબની આ હાલત કરી છે. મારા કુટુંબીઓના લોહીનું પાણી થઈ રહ્યું છે. ના. ના. એમનું લોહી આ ધનપતિઓની મારફતે બ્રિટીશરો પી રહ્યા છે, ધનવાનો તો હિંદની પ્રજા વચ્ચે બ્રિટીશરોના દલાલ જેવા જ રહ્યા છે.'

વિચાર—કલ્પનાની બીજી બાજુનો અવાજ રજુ થાય છે.

'ના. જરાય નહિ! ધનવાનોએ તો ગરીબ પ્રજાના પ્રતિનીધી સમી કોંગ્રેસ–મહાસભાને નાણાના ખૂબ દાન કર્યાં છે. પણ તો પછી અમારી આજની આ હાલતનું કારણ શું?'

'કારણ, મચ્છરોનો ત્રાસ. બીજું શું?'

'—તો મ્યુનિસિપાલીટી શું માખીઓ મારે છે?'

'એમ જ. બીજું કાંઈ નહિ.'

'—પૈસા વગર આજ સૌ અમે પિડાઈ રહ્યા છીએ એ વાત સાચી? હિંદનું અર્થકારણ કોણે આવું ગુંચવી નાંખ્યું છે એ તો સૌથી બરાબર સમજી શકાય તેવું છે. બ્રિટીશરો હિંદમાંથી જતા જશે પણ હિંદમાં બ્રિટીશરોની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. હિંદને અમેરિકનો પણ પોતાનો દેશ બનાવી રહ્યા છે. હિંદીઓના જીવન ધોરણ

ઉંચા લાવવામાં આ બધા મદદ કરશે તો તો ઘણું જ સારૂં. નહિતર તેઓ હિંદમાં આવી પોતાના જ ઉપર આફત વ્હોરી રહ્યા છે—અમ જેવાઓના નિશ્વાસ, દુઃખ દારિદ્રતાની ક્રાન્તિ અમારૂં લોહી પીનારાઓના પ્રાણ લીધા વગર નહિ ઝંપે, એ સૌ કોઈ સમજી લે !'

'અદ્‌ભૂત ! કેવો ગજબ વિચાર. સાત લાખ ગામડામાં વસતા કરોડો ગરીબો કે જેઓને જીવન જેવું ખરેખર કાંઈ જ નથી. હિંદની તમામ ધન–દૌલત્ત–સોનું–ચાંદી યુનાઈટેડ કિંગડમ્સ–ઈંગ્લેંડમાં પહોંચી ગએલું—અને ત્યાંથી વિશ્વના બે મહાન યુદ્ધોમાં. અને એમ એ બે વિશ્વયુદ્ધોએ દુનિયાને હેરાન પરેશાન અને દુઃખી બનાવી દીધી. વેપારના યુદ્ધોમાંથી માનવ હત્યાના પાપ સિવાય વેપારીઓને કશું જ મળ્યું નથી. યુદ્ધમાં શ્રીમંત બનેલાઓ સમજી લે કે હજારોના ભોગે શ્રીમંત બનેલા છે. થોડા સમયમાં જ હિંદની આર્થિક સીકલ બદલાઈ જવાની છે.'

'ખૂબ સરસ વાત. હિંદની આર્થિક સીકલ બદલાઈ જશે ત્યારે મારાં કુટુંબીઓમાં કોઈ સત્ત્વહીન ખોરાકના કારણે, ફળફળાદી પૈસાના કારણે નહિ મેળવી શકવાના કારણે—અરે ! અમારૂં આખું કુટુંબ ખૂબ સુખી હશે.'

'એ દિવસ કયારે આવશે ? અમે સૌ તંદુરસ્ત, અમે સૌ ગરીબાઈની ભયંકર પીડામાંથી છૂટ્યા હોઈએ, પૈસાના અભાવે હરગીઝ અમે દુઃખી તો ન જ હોઈએ !'

બિચારો આ ગરીબ !

એને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલી આપવામાં આવેલ હતો.

એ ગાંડો બની ગયો હતો.

એ બબડયા કરતો હતો—'પૈસા વગરની ગરીબી.'

'પૈસા વગરની ગરીબી.' 'પૈસા વગરની ગરીબી.'

—અંતે આ ગાંડાનું અવસાન થયું હતું.



## ઘોર અંધકાર [ ૧૬ ]

**એના** જીવનમાં ઘોર અંધકાર વ્યાપિ ગયો હતો. એને કાંઈ સૂઝતું નહોતું. એ જ્યાં જ્યાં નજર નાંખતો ત્યાં ત્યાં એને દુઃખ, દર્દ, ગરીબાઈ અને વેદનાના દ્રશ્યો જ દેખાતા.—અને કહી દઉં. એનું પોતાનું જીવન પણ એવું જ ઘોર અંધકારમય હતું.

એને જીવવું નહોતું ગમતું.

દુનિયા એને નબળા દિલનો કહેતા, એને એની પરવા નહોતી; કારણ કે મોતને તો એ ઇચ્છી રહ્યો હતો, અને મોત આવે તો મોતથી તો એ ડરતો નહોતો.

એક તો ગરીબાઈ.

ગરીબાઈના કારણે કુટુંબ અને પોતે દુઃખી

અને એ દુઃખમાં—

તાજેતરમાં જ એની પત્નીનું અવસાન થયું હતું.

—અને એના જીવનમાં એ બેપરવા બની ગયો હતો.

કામ ધંધો; નોકરી, વ્યવસાય કાંઈ કહેતાં કાંઈ—એના જીવનમાં ઘોર અંધકાર હતો.

સમાજમાં બધા વાતો કરતાં કે એ હવે કદાચ આપઘાત કરશે. અને ઉડતી ઉડતી પોતે એવી સલાહ પણ સાંભળી કે એણે આપઘાત તો ન જ કરવો!

—ત્યારે એ પૂછતો હતો, 'મારે કરવું શું?'

આત્મઘાતમાં પાપ છે એમ તો આખી દુનિયા અને એ પણ જાણતો હતો. છતાંય એને કયારેક મન થઈ જતું—આપઘાત કરવાનું.

'ઓ દિલાવર દિલના નવજવાન, તારે જોઈએ તે તું મારી પાસેથી માંગી લેજે પણ તું દુ:ખી ન થઈશ—આત્મઘાત ન કરતો.' કોઈ દૌલતની ખૂમારીવાળો આમ કહે છે.

—પણ છતાંય એ જુવાનનું જીવન તો અંધકારમય છે.

સૌ એનાં જીવનમાં ડોકિયાં કરી ચાલ્યું જતું હતું.

અને એ જુવાનને કોઈ કાંઈ મદદ કરતું નહોતું.

અને એ જુવાન પણ; કોઈ કાંઈ મદદ કરે તેમ ઈચ્છતો પણ નહોતો.

એક દિવસ સાંભળ્યું કે એણે આત્મઘાત કર્યો છે.

અને એક પત્ર એના ખિસ્સામાંથી મળી આવ્યો હતો.

'મારૂં દુ:ખ, મારૂં દર્દ કોઈ પિછાની શકયું નથી. સમાજની બેપરવાઈ; સમાજના કાવાદાવા; સમાજના ખોટા રૂઢિબંધનો—બેજવાબદાર અને અવ્યવસ્થિત બંધારણ ધરાવનાર સમાજના ત્રાસથી ત્રાસી મેં આત્મઘાત કર્યો છે. ખરૂં પૂછો તો મારૂં ખૂન થયું છે, અને એને માટે સમાજને ફાંસીની સજા કરજો!'

—સમાજને પોતાનો ગુન્હો એટલો બધો જણાતો નહિ હોય. પણ સમાજના એક એક માનવીને એના હૈયે હાથ દઈ પ્રશ્ન કરો કે એને શું દુ:ખ છે?

અને હું તો ઘોર અંધકારમાંથી ઉંચા પ્રકારનું જીવન મેળવવા સ્વર્ગ માર્ગે જઈ રહ્યો છું !'

અને ઘોર અંધકારમાંથી એ માનવી છૂટી ગયો. જાણે કે સુખી થઈ ગયો.

સમાજમાં ઠેર ઠેર બધેય આવો ઘોર અંધકાર જ હશે?



## શેઠ હસ્યા

## [ ૧૭ ]

શેઠ હસે એટલે આખી દુનિયાએ હસવું એ નક્કી નથી.

શેઠ હસીને પણ ગુલામ નોકરને એની ભૂલનું ભાન—જરા ઈશારો કરે છે.

ગુલામ નોકરે શેઠનો જરીયે વિશ્વાસ ન કરવો.

નોકરે નોકરની ભાવનાનો ત્યાગ કરી દેવો જોઈએ.

શેઠે એની શેઠાઈ મૂકવાની હવે જરૂર છે.

જમાનો એવો આવે છે કે 'કોઈ શેઠ નહિ. કોઇ નોકર નહિ.'

નોકરને મહેનતના પ્રમાણમાં ય વિશેષ મળે.

અને શેઠ ડાબે હાથે જરા વિશેષ કમાય, ત્યારે હસીને એમની પત્ની સાથે વાત કરે છે.

'આજ પાંચ હજારનો તડાકો છે.'

'કાળા બજારમાં આજ સાત હજાર કમાયા.'

કેટલા ગુમાવ્યા ?' પત્નીએ પૂછ્યું.

'જિંદગીમાં લાખ ગૂમાવ્યા અને સાત લાખ પેદા કર્યા છે.'

નોકર શેઠના એવા કોઈ હાસ્ય ઉપર વિચાર કરે છે.

એ કમાણી શી રીતની ?

કેટલાનું એમાં શોષણ થયું?

કેટલા ગરીબોની ગરદન કાપી?

પચીશ કરોડના એક શ્રીમંતને આ શેઠ મળવા ઉપડ્યા હતા.

'થોડું દાન કરવાનું છે.'

'શેમાં?'

'આંધળાની શાળામાં, આ સ્ત્રી સંસ્થામાં, અને ગાય બકરાને ઘાસ ચારામાં—થોડાંક વિદ્યાર્થીઓને...'

'બે પાંચ હજાર રૂપિયા જોઈશે તો મુનીમને કહીશ ને તે આપશે.'

આવા શ્રીમંતો—આવા શેઠો તેઓનું રાષ્ટ્રીકરણ—Nationalisation થવું જોઈએ. એમની પચીશ કરોડની મિલ્કત જપ્ત કરવી જોઇએ. બે પાંચ લાખ રૂપિયા આપીને એમને જીવવા દેવા જોઈએ. શ્રીમંતોની મિલ્કતો ગામડામાં વહેંચાઈ જાય એ જરૂરી છે.

શેઠે હાસ્ય કર્યું.

નોકર શેઠ પર ફિદા થઈ ગયો.

અને શેઠ સમજે મારૂં કામ થયું. નોકર સમજે હું જીત્યો. શ્રીમંતના હાસ્યની રીતિ—નીતિ પણ કેટલી બધી અદ્દભૂત છે?

શ્રીમંતો, શેઠીયાઓ, અર્થ શાસ્ત્રના આ બધાં પૂતળાંઓ જે પ્રકારના ભેજાં ધરાવતાં હોય છે તેનો અભ્યાસ કરી, એમની શ્રીમંતાઈનો સમાજમાંથી નાશ, અગર સમસ્ત સમાજનું સ્થાન એવાં શ્રીમંતો જેવું, એ સિવાય હિંદુસ્તાન કદી સુખી નહિ થઈ શકે.

શ્રીમંતોનું માનસશાસ્ત્ર ગરીબો માટે ભયંકર છે.

એમના માનસ ઘડતરમાં કેટલી વ્યક્તિઓનાં ફાળાં છે, અને

એમના મગજમાં Imperialism કેટલાં પ્રમાણમાં, અને ક્યાંથી આવેલ છે એટલું પણ શ્રીમંતો વિચારે તો પણ ખૂબ છે.

શ્રીમંતના હાસ્ય ભયંકર હોય છે.

શ્રીમંતના બનાવટી આવેશ કંઈક ગરીબોના જીવન બદલી નાખે છે, કંઈકના કુટુંબોની ખાનાખરાબી કરી મૂકે છે, અને શ્રીમંતનો સાચો આવેશ—ગુસ્સો, પોતાના સર્વ નાશ સિવાય બીજું કશું જ પ્રાપ્ત કરતા નથી.

એવાં શેઠનું એક હાસ્ય હતું.

એક જ હાસ્યમાં એવાં આ શ્રીમંતે કેટલાંયની 'ચોટલી મંત્રી હતી.'

શેર બજારમાં એક વેપારી એથી નાદાર બની ગયો.—કોઈ મોટો એ એક શેર દલાલ હતો.

એક ખટપટી કારકુનને એથી લકવો થઈ ગયો હતો.

અને એજ હાસ્યથી એક પારસી નવજવાને તેના દોસ્તોમાં પંદર મિનીટ સુધી 'લેકચર.' આપ્યું હતું.

શેઠ બોલ્યા હતા.

'શું તમે ય કંઈ ધ્યાન રાખતા નથી.' અને એમના મુનીમની આગળ જરા મસ્કાથી હસેલા.

મુનીમે પછી ખળભળાટ મચાવી મૂકયો હતો.

શ્રીમંત, શેઠીયાઓના હાસ્ય—આથી ય માનવતાભર્યા અને વિશેષ ભયંકર હોય છે. ! !

શ્રીમંતોનું રાષ્ટ્રીયકરણ—Nationalisation થવું જોઈએ.

અને એ અશક્ય છે.

**રૂપાળી** યુવતીને કોઈ પરણશે નહિ !

શા માટે?

રૂપમાં કોઈ મઝા નથી. યૌવનનો નાશ કરે છે.

'એ વાતમાં કોઈ મઝા નથી—કાંઇ અર્થ નથી !'

એક રૂપાળા નવજવાને આમ કહ્યું.

'શા માટે?' કોઈએ પ્રશ્ન કર્યો.

'યૌવન જેવું રૂપ જીવનભર ટકી શકે. યૌવનને એ ટકાવતાં આવડે તો—યૌવનને સજવાની એટલી તાકાત હોય તો.'

'કોનો એ ઉચ્ચાર છે?' કોઈ રૂપ આવો પ્રશ્ન કરે છે.

'જે રૂપમાં સૌંદર્ય નિરખે છે તેનો. જે સૌંદર્યનો ઉપભોગ કરે છે તેનો. અને જે સૌંદર્યને ટકાવી શકે છે તેનો.'

આવી છે રૂપની વાત.

તો રૂપાળી યુવતીને કેમ કોઈ ન પરણે?

રૂપ તો સૌની મહોબ્બત—સૌના દિલની ઇચ્છા, આનંદ અને મસ્તી હોય છે. રૂપાળું દિલડું ભલા કોને ન ગમે?

દિલનું રૂપ કે ચહેરાનું રૂપ ?

જિંદગીને રૂપની ઇચ્છા હોય છે.

રૂપ વાસના વિષય બને તો જિંદગીમાં આગના ભડકા ઉત્પન્ન કરી દે છે. વાસનાનું રૂપ—વાસનાથી ભરેલી રૂપાળી યુવતીને કોઈ પરણુશો નહિ.

સ્ત્રી અને પુરૂષ, બન્નેને રૂપ જોઈએ છે. એક બીજામાંથી બન્ને પોતાનું રૂપ શોધી મેળવી, અને એનો ઉપભોગ પણ કરી શકે છે.

રૂપના જેવી મસ્તી બીજા કોઈમાં નથી.

રૂપ અને દિલને પિછાનવામાં જ; સૌંદર્ય સમાયેલું છે.



## ‘ અય દિલરૂબા ’ [ ૧૯ ]

અમે ઇશ્કબાજી બન્યા હતા.

અમને અવનવા અનુભવો થતા હતા.

જિંદગીની નવિનતાઓ સમજવાની, જાણવાની, અને અનુભવવાની મળતી હતી.

અમે માનતા હતા કે અમારા જેવો ઇશ્ક કોઈનામાં નથી.

અને અમેં સર્વ વાતે સુખી હતા.

અમારા ઇશ્કનું સ્વરૂપ અમારે એક ફરજંદ પણ હતું.

અટપટી સમાજ રચના અને અટપટા જીવનમાં અમે ઘણી વખત ગુંચવાઈ પણ જતા.

—ત્યારે અમને તો એમ લાંગતું કે અમારા ઇશ્કમાં ખામી છે.

—અને ઇશ્કમાં ખામી હોય તો જીવનમાં ગૂંચ; અવિશ્વાસ, મૂશિબત—અને જુદી જુદી જાતના સંવેદનોના અનુભવો થાયને ?

‘ અય દિલરૂબા. એવી ઇશ્કની ખામી શી રીતે દૂર થઈ શકે ? ’

એક બીજામાં વિશ્વાસ, શ્રદ્ધા, અને કર્મની ભાવના વધુને વધુ જાગૃત થાય ત્યારે ?

બિચારી દિલરૂબા !

—માનવી ક્યારે ય પોતાના જીવનના ઉચ્ચ ભાવિને વિચારવા સાથે યોજનાઓના ઘડતર અંગેનો સમય પ્રાપ્ત કરી શકતો જ નથી; એમ એને લાગ્યા કરે છે. માનવીની માન્યતા હોય છે કે જીવનમાં આ પ્રમાણે વિકાસ પ્રાપ્ત કરીશ. પરંતુ ઘણીય વખત આશા—નિરાશા વચ્ચે ઝોલાં ખાતો માનવ વાસ્તવિક જીવનની સામાન્ય સમાજ ગુંથણીમાં સપડાઈ જાય છે; અને મોટા ભાગે તો તેના વિજય—ક્ષેત્ર તરફ તે ખૂબ જ ધીમે ધીમે પગલાં માંડતો હોય છે. ઝડપી આ જીવનમાં જિંદગીના સંવેદનો પણ ઝડપી બનવા જોઈએ. જિંદગીના રંગઢબ, મોજ, આનંદ મઝા બધું ય—ખરેખરી રીતે જ્યારે વાસ્તવિક જીવનમાં આજ વેગવંત ઝડપ આવી રહી છે ત્યારે જીવન જીવવાની—વ્યતિત કરવાની પદ્ધતિમાં સાથે સાથ ઝડપ નહિ આવે તો એ, એ માનવી જીવનમાં ખૂબ પાછળ પડી જશે. ઝડપી યુગમાં જેમનામાં ઝડપ નહિ હોય તેમના જીવન ક્ષિતિજમાં આનંદ પ્રાપ્ત કરતાં હોય તેમ લાગશે.—

ઇશ્કમાં મદમસ્ત બનેલું યુગલ આમ વિચાર કરે છે.

જ્યારે જ્યારે જિંદગીમાં નિરાશા દેખાય ત્યારે ત્યારે.

અને એવા ઇશ્કબાજીઓની વિજય કુચ આમ ચાલુ જ છે.

દિવાના પ્રેમના આશકો એકલાં પ્રેમ મસ્ત નહોતાં જ.

જિંદગીની હરેક બાજુઓની તેઓ ઝિણવટભરી તપાસ રાખતાં હતાં. તોફાની એવાં મસ્તભર્યા જીવનમાં તેઓ ખૂબ જ ખબરદાર હતા.

એમનું એકનું એક બાળક બિમાર હતું.

ખૂબ બિમાર.

એ બિમારીમાંથી એ બાળક બચી ગયું.

ઇશ્કબાજ કહે છે : ' અય દિલરૂબા ' આપણે સુખી જ છીયે.'

અને બે ઇશ્કબાજો આવી રીતે જીવન જીવી રહ્યા હતા.

  

હવે પછીથી

# ગુલાબના પુષ્પો

[ ચૂંટેલાં કાવ્યો ]

●

## ફિલસુફી

શ્રીનીલા, ગૌતમ
હું એક ડૉક્ટર
અને
સંસ્કાર મૂલ્યો
માનવ
રૂપકુમારના
લેખક

●

બીજા વિક્રેતાઓ
શ્રી. યશોદાબેન શાહ
માંડવીની પોળ

●

શ્રી. મધુકાન્તા ગાંધી
મણીનગર

'નટરાજન પ્રકાશન'
મહેતા ભુવન,
૩૮, પટવારી સોસાયટી,
મણીનગર,
અમદાવાદ, ૮.

:: રજનીકાન્ત શાહના ::

# અપ્રસિદ્ધ પુસ્તકો

- વિશ્વ-પૂજન [ કાવ્ય સંગ્રહ ]
- વિચાર-તરંગ
- સાસુ અને વહુ
- ચિંતન અને સામાજિક લેખો
- બાલાનું સંગીત અને બીજી વાતો
- કચ્ચકડાની પટ્ટી ને થોડાંક લેખો
- " મધુ શિલ્પી " [ કેટલીક વાર્તાઓ ]
- પૂજન [ ચિંતનમય સર્જન ]
- ગજેન્દ્ર-સંધ્યા [ પ્રથમ ખંડ નવલકથા ]
- ક્રાન્તિનો યુગ [ ૧૦૦ પાનાનો લેખ ]
- ' પૂર્ણા તપસ્વિની ' [ નવલકથા ]
- વીનુ સુનંદા [ ,, ]
- પરિમલ [ ,, ]
- આકાશ ગંગા [ ,, ]
- યંત્રનો માલિક તૈયાર થાય છે.
- ફિલ્મ-જગત ( ૧૦૦ પાનાનો લેખ )
- પ્રેમ અને પૂર્ણિમા ( નવલકથા લખાય છે )
- શ્રૃંગાર ( ૩૦૦ પાનાનું ખંડ કાવ્ય )

ભારતની તાકાત અને હિંદની સંસ્કૃતિ
( '૪૨ ની ક્રાન્તિ કથા )